# ચતુઃશ્લોકી ભાગવત

(શ્રીસુબોધિનીજી અને લેખના અનુવાદ સાથે)

અનુવાદક

શ્રી હરિશંકર ઓંકારજી શાસ્ત્રી,

"મીમાંસાવિશારદ" વગેરે

બુરાનપુર

પ્રકાશક

બળદેવદાસ હરિવલ્લભદાસ. ....

નિશાળચકલો, સિદ્ધપુર

વિ. સં. ૧૯૯૬ | કી. ચાર આના | ઇ. સ.

["અનુગ્રહ" વર્ષ ૩ જું, અંક ૧-૨ માંથી પુનર્મુદ્રિત]

॥ श्रीहरिः शरणम् ॥

# ચતુ:શ્લોકી ભાગવત

## પ્રસ્તાવના

**ભગવદિચ્છા** સર્વતંત્રસ્વતંત્ર છે. જીવનું ધારેલું કાંઈ પણ થતું નથી. હું માત્ર ત્રણ ચાર દિવસ માટે જ સિદ્ધપુર આવ્યો હતો. વડોદરેથી નીકળતાં કલ્પના પણ ન હતી કે મારે સિદ્ધપુરમાં આટલા દિવસ રોકાઈને આટલાં બધાં કાર્યો કરવાં પડશે. મારા આગમનની સૂચના પણ મેં કોઈને આપી ન હતી. મિત્રવર્ય વેદમૂર્તિ શ્રીયુત અચ્યુત શાસ્ત્રીને મળવા માટે જ આવ્યો હતો. મુરબ્બી વૈદ્યરાજ પંડિતજી જગન્નાથભાઈને મળ્યો. શ્રીગુસાંઈજીનો ઉત્સવ નજીક જ હોવાથી પંડિતજીના આગ્રહથી રોકાયો. વિદ્વાન બ્રાહ્મણ બંધુઓએ ગાયત્રી બ્રાહ્મણ શ્રવણ કરવા ઈચ્છા દર્શાવી. બીજી તરફથી વૈષ્ણવ બંધુઓએ વેણુગીત અને યુગલગીતનાં શ્રીસુબોધિનીજી શ્રવણ કરાવવા આગ્રહ કર્યો. મારી દૃષ્ટિમાં બંનેની આજ્ઞા શિરોધાર્ય જ હોય. ગાયત્રીમાં પ્રભુનું સ્વરૂપ વર્ણવ્યું છે' અને વેણુગીત, યુગલગીત પ્રભુની રહસ્યાતિરહસ્ય લીલાનું વર્ણન છે. પ્રમાણ અને પ્રમેય બંનેનો મેળ થયો. ગંગા-યમુનાના સંગમ જેવું બન્યું. સરસ્વતીજી ગુપ્ત વહન કરે, પણ સિદ્ધપુરમાં પ્રકટ થાય. પરમભગવદીય બળદેવદાસભાઈએ **ચતુ:શ્લોકીભાગવત**નું શ્રીસુબોધિનીજીને આધારે ભાષાન્તર કરી આપવા આગ્રહપૂર્વક આદેશ કર્યો. બળદેવદાસભાઈ અત્યંત રુગ્ણાવસ્થામાં હતા, તેથી તેમની આ સ્થિતિમાં હું આવી શુભેચ્છાનો નિષેધ ન જ કરી શકું, તેમ તે માટે કાલયાપન કરીને આવી શુભેચ્છા—અને તે પણ સખ્ત માંદગીના સમયમાં પ્રકટ થઈ હોય, તે—નો નિષેધ કે તદર્થે બહાનું પણ ન જ ચાલે. બીજી તરફ મારે પાછા ફરવાની પણ જરૂર હતી જ. છતાં રોકાણ થયું જ. ગુપ્ત સરસ્વતીજી પ્રકટ થયાં: પ્રયાગમાં નહિ પણ સિદ્ધપુરમાં જ ત્રિવેણીસંગમના સ્નાનનો લાભ લીધો.

નિત્યલીલાસ્થ પૂ. પા. ગો. શ્રીઅનિરુદ્ધલાલજી મહારાજશ્રીએ આસુરવ્યામોહલીલા કરી તે પછી મારી પ્રવૃત્તિ બંધ હતી. હવે કાંઈપણ પ્રવૃત્તિ નથી જ કરવી એમ મેં ઘણા શુભચિન્તકો અને સ્નેહીઓને જવાબ

પણ આપ્યો હતો. ઝવેરી ગયો. હવે હીરાની કીમત કોણ આંકે? એક સમયે મુંબઈમાં નટવરલાલભાઈએ કહેલું કે તમે ટીકાકારોને જવાબ આપવાનું બંધ કરી મૌન સેવ્યું, પણ ટીકાકારો મોઢામાં આંગળી નાખીને બોલાવશે. મોઢામાં આંગળી નાખીને બોલાવવાના ઘણાએ ઘણીવાર પ્રયત્ન કર્યા. પ્રભુકૃપાથી હજી સુધી તો મૌન સેવ્યું છે જ. પ્રભુ એ જાતનું મૌન ટકાવી રાખવા શક્તિ અર્પે. રા. રા. કેશવરામ શાસ્ત્રીજીએ કહેલું કે કોઇ તીવ્ર લાગણી તમારી પાસે કલમ પકડાવશે અને તમારે શ્રીસુબોધિનીજીનું ભાષાંતર કરવું જ પડશે. તે જ બન્યું. આનું જ નામ પ્રભુકૃપા. પ્રભુકૃપાએ આજે અનિચ્છાએ પણ પ્રવૃત્તિ કરવી પડી છે. પણ તે શુભ છે. એક વૈષ્ણવની તીવ્ર લાગણીથી તેનો જન્મ થયો છે. અને આરમ્ભમાં જ **ચતુઃશ્લોકીભાગવત** જેવા વિષય ઉપર લખું છું કે જેમાં મહત્ત્વના ઘણાખરા વિષયોનો પૂર્ણપણે સમાવેશ થઈ જાય છે. અક્ષરેઅક્ષર પ્રગાઢ શાસ્ત્રીય વિચારોથી પરિપૂર્ણ છે. ભાવતું હતું તે જ વૈદ્યે પથ્ય કહ્યું. શાસ્ત્રીય ચર્ચા ગમતી હતી તે જ વૈદ્યરાજ પંડિતજીએ સૂચવ્યું. આવે સ્થળે અને પ્રસંગે જ ભગવદનુગ્રહનો સાક્ષાત્કાર થાય.

શ્રીમદ્‌ભાગવત કલ્પતરુ છે. જ્યારે જુઓ ત્યારે નવપલ્લવિત, નવ કુસુમોની મીઠી અને માદક સુગંધથી ભરપૂર, અને મધુર ફલોથી પરિપૂર્ણ. **ચતુઃશ્લોકી** ઉપર પાંચ સાત વાર પ્રવચનો કર્યાં છે. પૂ. પા. મહારાજશ્રી સાથે **ચતુઃશ્લોકી**ના કોઈ પણ એક પદને લઈ ને કલાકો સુધી શાસ્ત્રચર્ચા થતી. એવો રંગ જામતો કે ઘણીવાર વૈષ્ણવોને ભ્રમ થતો કે આ તો લઢવાડ જ ચાલે છે! **यथा भासो यथा तमः** અહીં બે વાર **यथा** શબ્દ વાપર્યો તેનો વિચાર લગભગ બે અડવાડિયાં સુધી ચાલ્યો હતો. અંધકારને અતિરિક્ત પદાર્થ માનવા માટે પણ ઘણા દિવસો સુધી વિચાર ચાલ્યો. એટલું જ નહિ પણ આ ઉપરથી તો પૂ. પા. મહારાજશ્રીએ આખી કાશ્મીર સિરીઝ ખરીદી અને મેં સ્યાદ્વાદરત્નાકર, તત્ત્વસંગ્રહ, તંત્રવાર્તિક, માનમેયોદય, બૃહતી, તંત્રરહસ્યાદિની આવૃત્તિઓ પણ કરી. અને તંત્રસુધા (તંત્રવાર્તિકની ટીકા) તથા કાશિકા (શ્લોકવાર્તિકની ટીકા) વગેરે ગ્રંથો વસાવ્યા. એ પ્રસંગોનું સ્મરણ થતાં **ते हि नो दिवसा गताः** એ વાક્ય ગદ્‌ગદ કંઠે ઉચ્ચારી જવાય છે. તમે શા માટે હવે કાંઈ પણ કાર્ય કરતા નથી; તેના જવાબમાં... **वयमप्येकान्ततो निस्पृहाः** ઉચ્ચારી જવાય છે. એ ઝવેરી ગયો. હવે પરીક્ષા કોણ કરશે? ઓ પ્રભુ! તારી ઇચ્છા કોણ કળી શકે?

બળદેવદાસે **ચતુઃશ્લોકી**ની વાત કરી. પાછલા અનુભવો નજર આગળ

ખડા થયા. એ નિમિત્તે જ ફરીથી શાસ્ત્રાવગહન થશે, એમ માની રોકાયો. તેનું ફલ આ અનુવાદ છે.

શાસ્ત્રીય વિષયોની આ ચર્ચા આ **ચતુઃશ્લોકી**ની ટીકામાં ઘણી છે. ઘણાખરા વાદ એમાં આવી જાય છે. વૈષ્ણવો ધ્યાનથી અભ્યાસની દૃષ્ટિએ વાંચશે તો **બ્રહ્મવાદ**નું સાચું સ્વરૂપ ખ્યાલમાં આવી શકશે. કિંબહુના; લગભગ બધા જ મહત્ત્વના વાદો વિદ્વન્મંડનાદિ ગ્રંથોના અધ્યયન વિના પણ સમજી શકાશે.

પૂર્વાપર અનુસંધાન માટે સાતે શ્લોકોનો સંગ્રહ કર્યો છે. તેમાં જે મહત્ત્વના અને વિવાદાસ્પદ વિષયો છે તેનું ટાંચણ નીચે મુજબ છે:

(૧) પુરુષોત્તમના સ્વરૂપનું જ્ઞાન વિવેચનાઓથી ન જ થઇ શકે. તેનું દર્શન થતાં તે જ્ઞાન થાય. અને તે સમયે પણ પ્રભુ જ કૃપા કરીને સમજાવે ત્યારે સમજાય.

(૨) એકલું સ્વરૂપજ્ઞાન જ નહિ, પણ તેનું વિજ્ઞાન, રહસ્ય અને અંગ પણ પ્રભુ જ કહે ત્યારે સમજી શકાય.

(૩) ભગવત્ક્રીડાનું જ્ઞાન પણ પ્રભુ કરાવે ત્યારે જ થાય. તે પણ કૃપા વિના શક્ય નથી. સ્પષ્ટ શબ્દોમાં જણાવ્યું છે કે **अस्तु ते मदनुग्रहात्** પ્રભુના અનુગ્રહથી જ બ્રહ્માજી જેવા અધિકારીને પણ તત્ત્વતઃ વિજ્ઞાન થયું.

એ રીતે પ્રથમ બે શ્લોકમાં જ્ઞાનદ્વયનું નિરૂપણ કરીને **अहमेवासमेवाग्रे** ઇત્યાદિ શ્લોકથી **ચતુઃશ્લોકી** શિક્ષાર્થે કહી. તેમાંથી પ્રથમ શ્લોકમાં—

(૧) પ્રભુ જ જગદ્રૂપ છે એમ નિરૂપણ કર્યું.

(૨) તેમાં (જગતમાં) અન્યથાભાન થાય છે, તે પ્રભુની માયાથી થાય છે.

(૩) પ્રભુ જ જગદ્રૂપ છે. જગત્ અન્ય નથી.

છેલ્લા શ્લોક સાથે પાંચ શ્લોકોનું તાત્પર્ય નીચે મુજબ છે:

(૧) અન્યથાભાન પ્રભુની માયાથી થાય છે. જડ દેહાદિકને વિષે જીવની પ્રતીતિ ઘટમાં આકાશની પ્રતીતિની પેઠે છે.

(૨) આધારાધેય ભાવ, બાહ્યાભ્યન્તર ભાવ, અને તેઓનો હેતુ પણ પ્રભુ જ છે.

(૩) સ્વરૂપતઃ મૂલભૂત જગત્ છે. પ્રતીતિથી માયારૂપ છે. અનુપ્રવેશક જીવ છે.

(૪) ઉપર જણાવ્યા મુજબ જાણીને સ્વરૂપને પણ જાણવું.

(૫) એ રીતે ભગવદ્રૂપ થઇને ભગવદ્રૂપ જો જગત્ ઉત્પન્ન કરે તો ગર્વ ન થાય, અને મોહ પણ ન થાય.

એ રીતે ટૂંકમાં પાંચે શ્લોકનું તાત્પર્ય સમાવિષ્ટ છે.

હવે એ જોવાનું છે કે કયા શ્લોકમાં કેટલા વાદોનો સમાવેશ છે અને તેમનું તાત્પર્ય શું છે.

(૧) **ચતુઃશ્લોકી**ના પ્રથમ શ્લોકમાં પ્રભુ જ સર્વ કારણ છે. તેથી જે કાર્યરૂપ જગત્ છે તે પણ સત્ય છે એમ સિદ્ધ કરીને **અવિકૃતપરિણામવાદથી** સત્કાર્યવાદનું સ્થાપન કર્યું. સાંખ્યના પરિણામવાદથી જે સત્કાર્યવાદ સિદ્ધ થાય છે તેની અપેક્ષાએ આ વાદ શ્રેષ્ઠ છે, કારણ કે સાંખ્યનો પ્રકૃતિવાદ વેદની શ્રુતિઓની સામે ટકી શકતો નથી. તેમનો વિકૃતપરિણામવાદ છે અને આપણો અવિકૃતપરિણામવાદ છે. ન્યાય વૈશેષિક અને મીમાંસકોનો સત્કાર્યવાદ પણ યોગ્ય નથી. વૈશેષિકોનો આરમ્ભવાદ કાર્યની સત્યતા પ્રકારાન્તરે ભલે કહે, પણ તેમના મતમાં ઉપાદાનકારણ બ્રહ્મ નથી, પણ પરમાણુ છે, અને ઈશ્વર નિમિત્ત કારણ છે. વેદને આ વાત માન્ય નથી. વેદમાં અભિન્નનિમિત્તોપાદાનકારણત્વે બ્રહ્મ છે. મીમાંસકો **न कदाचिदनीदृशं जगत्** અને **यः कल्पः स कल्पपूर्वः** એ સિદ્ધાંતને માને છે, છતાં કર્મનું ફલ ઈશ્વરાધીન નહિ પણ અપૂર્વને સ્વાધીન છે એમ કહે છે. એ રીતે સર્વ-શ્રુતિઓની એકવાકયતા સાધીને સત્ અને અસત્ બંને પ્રભુનું જ સ્વરૂપ છે, એમ પ્રતિપાદન કરીને **सदेव सौम्य** અને **असद्वा इदमग्रे** ઇત્યાદિ શ્રુતિઓનો સમન્વય કર્યો. તેમ જ તેજથી કે જલથી સૃષ્ટિનો આરમ્ભ કહેનારી શ્રુતિઓ તે તે કલ્પના આરમ્ભમાં સૃષ્ટિ કેમ થઈ તેનું વર્ણન કરે છે. એ રીતે કોઈ પણ શ્રુતિવાકયનો બાધ ન રહે તેમ સમન્વય કરીને જગદ્રૂપ પ્રભુ જ છે, કાર્ય સત્ છે, એમ સિદ્ધ કરી દેખાડયું છે. આ શ્લોકમાં સૃષ્ટિવાદ, સૃષ્ટિભેદ-વાદ, અવિકૃતપરિણામવાદ વગેરે ઘણા વાદોનો સમાવેશ થઈ જાય છે; દૃષ્ટપ્રતીતિના વિરોધનો પણ શ્રુતિબલે પરિહાર કર્યો છે; શ્રુતિનાં વાકયોની વિરુદ્ધ આપણી પ્રતીતિ કેમ ચાલી ન શકે તે ઘણી જ સારી રીતે સમ-જાવ્યું છે. કારિકાઓ મનનીય છે. એ રીતે પ્રથમ શ્લોકમાં જગત્‌ની ઉત્પત્તિ સ્થિતિ અને લયનું કારણ પ્રભુ જ છે. એમ સિદ્ધ થયા પછી—

(૨) **ऋतेर्थं** શ્લોકમાં જીવને વ્યામોહ કરનારી માયાનું સ્વરૂપ, વ્યામોહ કરવાની રીત અને તેને ઓળખવાનાં સાધનો દૃષ્ટાન્ત અને શાસ્ત્રાર્થ સાથે સમજાવી આપે છે.

(૧) માયા જીવને વ્યામોહ કરવા માટે **વિષયતા** નામનો એક નવો પદાર્થ પેદા કરે છે, જે આપણી દૃષ્ટિ અને ઘટપટાદિ પદાર્થોની વચમાં રહે છે; જેથી વાસ્તવિક પદાર્થના જેવો બીજો માયિક પદાર્થ આપણે જોઈએ છીએ.

(૨) વિષય-વાસ્તવિક પદાર્થ-ભગવાન્ જ છે.

(૩) વિષયતાથી ઉત્પન્ન થયેલું જ્ઞાન ભ્રાન્ત છે અને વિષયથી ઉત્પન્ન થયેલું જ્ઞાન પ્રમા છે.

(૪) વિષયને બ્રહ્મથી જુદો કેમ ન માનવો, એવી શંકા કરીને જગતની બ્રહ્મરૂપતા સિદ્ધ કરી અભેદ દેખાડી આપ્યો છે.

(૫) **तद्विद्यादात्मनो मायाम्** કહીને માયાનું સ્વરૂપ અને તેનાં કાર્યો પણ સમજાવ્યાં છે.

(૬) દૃષ્ટાંતમાં **यथा भासः** કહીને આભાસવાદનું વિવેચન કર્યું છે. દ્વિચન્દ્રાદિ જ્ઞાન આભાસ છે અને તે માયાથી ઉત્પન્ન થાય છે. અહીં બે પ્રકારની વિષયતા છે: ૧ આચ્છાદિકા અને ૨ અન્યથાપ્રતીતિહેતુ. આ બંને પ્રકારની વિષયતા માયાથી જ ઉત્પન્ન થાય છે.

(૭) દર્પણના દૃષ્ટાન્તથી પણ આભાસવાદનું ખંડન છે.

(૮) બીજું દૃષ્ટાન્ત તમનું છે: **यथा तमः ।** આ દૃષ્ટાન્તમાં ઘણો વિસ્તૃત શાસ્ત્રાર્થ છે. તમની સત્તા નૈયાયિકો માનતા નથી. તેને તેઓ પ્રકાશનો અભાવ કહે છે. અભાવરૂપ તમ નથી પણ પદાર્થાન્તર છે એમ પ્રભુએ સાબિત કર્યું છે. મીમાંસકો તેને દ્રવ્ય કહે છે તે પણ યોગ્ય નથી. તમની વ્યાખ્યા ઘણી વિસ્તારવાળી અને ઘણા દાખલાવાળી છે. જો કે સામાન્ય વૈષ્ણવોને તેની જરૂર નથી, છતાં વિષયતાને વ્યવસ્થિતપણે સમજી લેવા માટે તમની વ્યાખ્યા સમજી લીધી હોય તો સારું. એ રીતે પ્રમાણનો નિર્ણય બીજા શ્લોકમાં છે.

(૩) ત્રીજા શ્લોકમાં વિષયનું નિરૂપણ છે. તેમાં પ્રવેશ અને અનુપ્રવેશ સમજી લેવા જેવા છે.

(૪) ચોથા શ્લોકમાં ઉપર જણાવ્યા મુજબ પ્રમેય પ્રમાણ અને વિષયમાં અન્વયવ્યતિરેકથી ઉપપત્તિ દેખાડી છે. અન્વય અને વ્યતિરેકની નૈયાયિકો જે વ્યાખ્યા કરે છે તેથી વિલક્ષણ વ્યાખ્યા યોગાર્થ સ્વીકારીને કરી છે. **अनु एतीत्यन्वयः** અને **व्यतिरिच्यत इति व्यतिरेकः** એ પ્રકારે વ્યુત્પત્તિ-બળથી પ્રાપ્ત થતી વ્યાખ્યા સ્વીકારીને (૧) સત્કારણ, (૨) સત્કાર્ય, (૩) સદાધાર, (૪) સદાધેય અને (૫) સત્ત્વ હોવા છતાં પણ અતિરિક્તતા-

એમ પાંચ પ્રકાર અન્વયમાં છે. તે જ રીતે વ્યતિરેકમાં પણ પાંચ પ્રકાર થાય–(૧) ઘટ પટથી અતિરિક્ત છે, (૨) કારણથી વ્યતિરિક્ત છે અને (૩) ઘટાન્તરથી વ્યતિરિક્ત છે, (૪) આવિર્ભાવતિરોભાવથી વ્યતિરિક્ત છે અને (૩) ઘટમાં પણ આવિર્ભાવતિરોભાવ છે; એમ પાંચ મળીને દશ થાય. એ રીતે અન્વય વ્યતિરેકથી દશવિધ લીલા છે. દશવિધ લીલાનું જ્ઞાન કરાવીને **ચતુઃશ્લોકી** પૂર્ણ થાય છે.

ઉપસંહારમાં આ ઉપદેશની મહત્તા જણાવી છે. ખરેખર આ ઉપદેશ ઘણો મહત્ત્વનો છે. સર્વ જ વેદાન્તનો સાર તેમાં સમાવિષ્ટ છે.

જો અધ્યયનની દૃષ્ટિથી મનનપૂર્વક વૈષ્ણવો આનો ઉપયોગ કરશે તો તેમને સંપૂર્ણ **શુદ્ધાદ્વૈત બ્રહ્મ**નું યથાર્થ જ્ઞાન થઈ શકશે.

મને આ પ્રકારની સેવાનો લાભ પ્રાપ્ત થયો તે માટે હું યોજકોનો ઉપકૃત છું. પ્રભુ સર્વને સદ્બુદ્ધિનું દાન કરે એ જ તેના ચરણકમલમાં પ્રાર્થના કરી વિરમું છું.

**સિદ્ધપુર**
ઉત્તરાયણપર્વ
સંવત્ ૧૯૯૪

વૈશ્વાનરાવતાર શ્રીવલ્લભપ્રભુનો
સેવક
**હરિશંકર શાસ્ત્રી**

२१५९५

॥ श्रीकृष्णाय नमः ॥

॥ श्रीमदाचार्यचरणकमलेभ्यो नमः ॥

श्रीमद्

# ચતુઃશ્લોકી ભાગવત

બ્રહ્માજીએ પરાવરજ્ઞાન, ક્રીડાજ્ઞાન, શિક્ષા અને ગર્વનો અભાવ, એમ ચાર પ્રકારનું વરદાન પ્રભુ પાસે માગ્યું. પ્રભુએ પરાવરજ્ઞાન અને ક્રીડાજ્ઞાન બે શ્લોકમાં, શિક્ષા ચાર શ્લોકમાં અને ગર્વનો અભાવ છેલ્લા શ્લોકમાં ઉપદેશ્યાં. એમ સાત શ્લોકમાં ચાર પ્રશ્નોનો જવાબ છે. તેમાં પ્રથમ શ્લોકથી પરજ્ઞાન અને અવરજ્ઞાનનો જવાબ આપે છેઃ

श्रीभगवानुवाच—

ज्ञानं परमगुह्यं मे यद्विज्ञानसमन्वितम् ।
सरहस्यं तदङ्गं च गृहाण गदितं मया ॥ १ ॥

શબ્દાર્થ—મારું જે પરમગુહ્ય, વિજ્ઞાનસહિત જ્ઞાન, રહસ્ય સાથે અને તેનું અંગ પણ મારા વડે કહેવાયેલું (હે બ્રહ્મન્,) તમે ગ્રહણ કરો. (અર્થાત્ પરમગુહ્ય, વિજ્ઞાનવાળું, રહસ્યવાળું જ્ઞાન અને તેનું અંગ પણ હું કહું છું તે ધારણ કરો.)

શ્રીસુબોધિનીજી—(શ્રીમદ્ભાગવતના મૂળ શ્લોકમાં) मे શબ્દ છે, તે પુરુષોત્તમવાચક છે. એટલે મારું-પુરુષોત્તમનું જે પરમગુહ્ય જ્ઞાન છે, (તેનું શ્રવણ કરો)—(પરમગુહ્ય હોવાથી જે વક્તવ્ય નથી, કહી શકાતું નથી.) તમે મને જેવો જુઓ છો, તેવો હું પુરુષોત્તમ છું. (જે સ્વરૂપે બ્રહ્માજીએ પ્રભુનું દર્શન કર્યું છે, તે જ પ્રભુનું સ્વરૂપ છે. તેને વર્ણવી શકાય નહિ. માત્ર અનુભવગમ્ય છે.) આ પ્રકારનું સ્વરૂપ જ આદિ સ્વરૂપ એટલે મહાપ્રલયસમયનું સ્વરૂપ; અને પ્રલય થયા પછીનું અન્તિમ સ્વરૂપ પણ એ જ છે. આ વસ્તુ મારા વિના બીજો કોઈ પણ જાણતો નથી; માટે હું કહું—મેં સામાન્ય રીતે નિરૂપેલું જ—તે

તમે ગ્રહણ કરો. પ્રભુના મનમાં સિદ્ધ એવું પ્રભુના ગુણગાનના અવતારરૂપે જે જગત્-જ્ઞાન છે તે જ ગ્રહણ કરો.

પ્રભુ નિજ સ્વરૂપનું જ્ઞાન શ્રીમુખે વર્ણવે, તોપણ પ્રભુની કૃપા વિના તે પ્રાપ્ત થઇ શકે નહિ, એટલા માટે **गृहाण** 'તમે ગ્રહણ કરો' એ પદ છે. આ ઉપરથી એવો અર્થ નીકળે છે કે પ્રભુએ ઉપદેશપૂર્વક નિજ સ્વરૂપનું જ્ઞાન બ્રહ્માજીને અર્પ્યું.

એ જ્ઞાનનો પરિકર પણ જણાવે છે-વિજ્ઞાન સહિત જે જ્ઞાન છે તે. વિજ્ઞાન એટલે વિવિધજ્ઞાન. આ સ્વરૂપનો અનુભવ થયો છે તેથી આ સ્વરૂપ જ્ઞાનરૂપ છે. વિજ્ઞાન-વિવિધજ્ઞાન અનુભવરૂપ નથી, પણ **ददर्श तत्राखिलसात्त्वतां पतिं** (૨-૯-૧૪) આ શ્લોકમાં અખિલ સાત્ત્વતોના-સર્વભક્તોના (ભગવત્સેવકો ત્રણ પ્રકારના છેઃ દેવો, ધર્મપરાયણ ભક્તો અને સાત્ત્વિકો, તેઓના) પતિ, લક્ષ્મીજીના પતિ, યજ્ઞના પતિ, અને જગતના પતિ, એમ ચારેના પતિરૂપ પ્રભુને જોયા. પતિચતુષ્ટય-ચાર પ્રકારના પતિનું જ્ઞાન એ જ વિજ્ઞાન છે, વિવિધ પ્રકારનું જ્ઞાન છે. તે જ્ઞાનનું રહસ્ય પણ (તે જ શ્લોકના ઉત્તરાર્ધમાં જણાવ્યા મુજબ) સુનન્દ, નન્દાદિ પાર્ષદોએ પ્રભુનું સ્વરૂપ વેષ્ટિત હોવું, એ છે. એટલે કે ભગવદ્‌ભક્તિ એ જ આ સ્વરૂપનું રહસ્ય છે. તેનું અંગ પણ **भृत्यप्रसादाभिमुखं** ( ૨-૯-૧૫ ) ઈત્યાદિ શ્લોકમાં જણાવ્યા મુજબ સેવકો ઉપર કૃપા કરવા માટે જ જે અભિમુખ છે. સર્વથી અધિક પ્રિય સેવકો જ છે. પ્રભુની સેવકો ઉપર સહજ કૃપા છે. જે ભક્ત નથી તેઓના ઉપર ધર્મ અર્થ કામ અને મોક્ષ, એવા ક્રમથી પ્રસાદ થાય. ત્યાં ધર્મ એટલે યજ્ઞ, અર્થ એટલે જગત્, કામ લક્ષ્મી, મોક્ષ સન્તપુરુષો, એમ સમજવું. તાત્પર્ય એ કે ભક્તો ઉપર પ્રભુકૃપા અને તેથી પ્રાપ્ત થતી ભક્તિ અને ધર્મ, અર્થ, કામ, અને મોક્ષ એમ પાંચ અંગ છે. મૂળ શ્લોકમાં **च** શબ્દ છે, તેથી આ સિવાયનાં અહીં ન જણાવેલાં બીજાં પણ અંગો સમજી લેવાં. વિશેષ શું ? તમે વૈકુંઠમાં જે કાંઇ જોયું છે, તે સર્વનું જ્ઞાન તમને થાઓ.

**વિવેચન**—આ શ્લોકમાં નીચેના મુદ્દા તરી આવે છેઃ (૧) બ્રહ્માજીએ જે સ્વરૂપનું દર્શન કર્યું તે જ પુરુષોત્તમનું સ્વરૂપ છે, તેનું જ્ઞાન તો પ્રભુ કૃપા કરીને શ્રીમુખે કહે ત્યારે જ સમજાય. બ્રહ્માજી પણ સમજી ન શકે કે આ કયું સ્વરૂપ છે. આથી જ પ્રભુએ નિજ સ્વરૂપનો પરિચય કરાવીને જ્ઞાન અર્પ્યું. (૨) વિજ્ઞાન, એ સ્વરૂપનું દર્શન કરતી વખતે જે વિવિધ પ્રકારનું જ્ઞાન ઉદ્દ્ભવ્યું—સુનન્દનંદાદિથી વેષ્ટિત ઇત્યાદિ પ્રકારનું જ્ઞાન તે જ વિજ્ઞાન છે. પ્રભુ પતિત્વે બિરાજે છે, પ્રભુ સ્વામી છે અને ભક્ત સેવક છે એ જ વિજ્ઞાન છે. સુનન્દનંદાદિ સેવકત્વે સ્થિત છે. (૩) એ જ્ઞાનનું રહસ્ય ભક્તિ છે; કારણ કે સુનંદનંદાદિ ભક્તો પ્રભુની સેવામાં તત્પર છે. પ્રભુની સેવામાં તત્પરતા એ જ ભક્તિ. (૪) આ પ્રકારના વિજ્ઞાનવાળું અને રહસ્યવાળું જે જ્ઞાન છે, તેનું અંગ પ્રભુનું આભિમુખ્ય છે. પ્રભુ અભિમુખ બને એ જ અંગ છે. અંગનું નિરૂપણ કરતાં પાછળના પ્રસંગનું અનુસંધાન કરવું પડે છે. પાછળના પ્રસંગમાં એમ નિરૂપણ થઈ ગયું છે કે ભક્તિ અને ધર્માદિ ચાર મળીને પાંચ પદાર્થો થાય છે. એ પાંચે અંગ જ છે.

આ સર્વ કાંઈ પ્રભુ કૃપા કરીને શ્રીમુખે સમજાવે ત્યારે સમજી શકાય.

જ્ઞાનનો પરિકર (૧) વિજ્ઞાન, (૨) રહસ્ય અને (૩) અંગ છે. પરિકર એટલે જે પ્રકારે તે જ્ઞાન અભિપ્રેત—ઇષ્ટ છે તે પ્રકારની સર્વ સામગ્રી.

અહીં ખાસ ધ્યાનમાં રાખવાની વસ્તુ એ છે, કે વિશિષ્ટ જ્ઞાન અને વિવિધ જ્ઞાન એમ વિજ્ઞાનના બે અર્થ થાય, તેમાં ખાસ નિયામક વિના વિજ્ઞાનનો અર્થ વિવિધ જ્ઞાન કરવો એ યોગ્ય નથી, એવી સહજ શંકા ઉદ્દ્ભવે છે. તેનું સમાધાન શ્રીમહાપ્રભુજી શ્રીસુબોધિનીજીમાં **અસ્ય** ઇત્યાદિ વાક્યથી કરે છે. તેનું તાત્પર્ય એ છે કે જ્ઞાન શબ્દનો અર્થ અનુભવ થાય. બ્રહ્માજી-એ શ્રીપુરુષોત્તમ સ્વરૂપનું દર્શન કર્યું, તેથી તે અનુભવ થયો; સ્વરૂપજ્ઞાન થયું. સ્વરૂપાનુભવ એ જ જ્ઞાન છે. વિજ્ઞાન કાંઈ અનુભવ નથી; પણ ઉપર જણાવ્યા મુજબ ચાર પ્રકારનું પતિત્વજ્ઞાન એ વિવિધ જ્ઞાન છે. બ્રહ્માજીએ પ્રભુનું દર્શન કર્યું તે ખરી રીતે અનુભવ જ છે. વિશિષ્ટ જ્ઞાનના જેવું જ તે જ્ઞાન હોવા છતાં તે વિજ્ઞાન તો નથી જ. તે ભગવદાત્મક—સ્વપ્રકાશ જે ભગવદ્ધર્મ તદ્રૂપ અનુભવ છે. અને નિજ ઇન્દ્રિયાદિના સામર્થ્યથી ઉત્પન્ન થયેલું જ્ઞાન-અનુભવ-પણ નથી. ( પ્રભુના કૃપાબલે ઉત્પન્ન અનુભવ છે, ) તેથી તે તે અનુભવ કેવલ અખંડાનુભવરૂપ જ છે. તે અનુભવ તો થયો છે જ; તેથી તે પરમગુહ્ય જ્ઞાન છે. એવું જ્ઞાન સરહસ્ય વગેરે શબ્દોના સાન્નિધ્યમાં

હોવાથી-શબ્દોના સાન્નિધ્ય જ વિજ્ઞાન શબ્દનો અર્થ વિવિધ જ્ઞાન એમ કરવામાં નિયામક છે.

**परावरे यथा रूपे जानीयां ते त्वरूपिणः** (૨-૯-૨૫) આ શ્લોકમાં બ્રહ્માજીએ પર અને અવર એમ બંને સ્વરૂપોનું જ્ઞાન અર્પવા પ્રભુની પ્રાર્થના કરેલી, તે રીતે પુરુષોત્તમ સ્વરૂપનું જ્ઞાન એ પરજ્ઞાન છે અને તે જ્ઞાનના પરિકરત્વે વિજ્ઞાન, રહસ્ય અને અંગનું જ્ઞાન અર્પ્યું તે અવર જ્ઞાન છે.૧

હવે દ્વિતીયજ્ઞાન-ક્રીડાજ્ઞાનનું નિરૂપણ કરે છે:

**यावानहं यथाभावो यद्रूपगुणकर्मकः ।**
**तथैव तत्त्वविज्ञानमस्तु ते मदनुग्रहात् ॥२॥**

**શબ્દાર્થઃ**—હું જેવડો છું, જેવો છું અને જેવા રૂપ અને ગુણ કર્મવાળો છું, તેનું તેવું જ તત્ત્વતઃ વિજ્ઞાન તને મારા અનુગ્રહથી થાઓ.

**શ્રીસુબોધિનીજી**—પ્રમાણથી અને પરિમાણથી હું જેવડો છું, હું જેવો સર્વ કાર્ય અને કારણ માટે સર્વશક્તિરૂપ છું અને મારા જેટલાં રૂપ, ગુણ અને કર્મો છે, તેનું તે જ પ્રકારનું વિશિષ્ટ જ્ઞાન તમને મારા અનુગ્રહથી પ્રાપ્ત થાય; તમને તેમની યથાર્થતા સ્ફુરે.

**વિવેચન**—આ શ્લોકમાં પ્રમાણથી હું જેવડો છું, એમ કહીને **यदेकमव्यक्तमनन्तरूपम्** ઇત્યાદિ શ્રુતિઓ પ્રભુને એક, અવ્યક્ત અને અનંત કહે છે; એટલે કે પ્રમાણથી પ્રભુ એક હોવા છતાં અનંત છે, અને એક તથા અનંતપણાનો અનુભવ કરાવતાં છતાં અવ્યક્ત છે. પ્રભુનું એકત્વ, અવ્યક્તત્વ અને અનન્તત્વ પ્રમાણથી પ્રમિત છે. તેમ જ પરિમાણથી જેવડો છું, એમ કહીને **अणोरणीयान् महतो महीयान्** અણુથી એ ઘણો અણુ અને મહાનથી એ ઘણો મહાન્, ઇત્યાદિ શ્રુતિઓના તાત્પર્યની સ્ફુરણા કરાવી.

**यथाभावः** આ પદથી કાર્યકારણરૂપે શક્ત્યાદિ અઠ્ઠાવીશ તત્ત્વરૂપે પ્રભુ છે અને શ્રુતિમાં જેને કારણરૂપે ઓળખાવે છે તે પણ પોતે જ એવી સ્ફૂર્તિ કરાવી.

**यद्रूपगुणकर्मकः** આ પદમાં તે તે પ્રકારના કાર્યરૂપે પણ પ્રભુ જ છે એમ જણાવ્યું..

(૧) એકત્વ-અનન્તત્વ, અવ્યક્તત્વ તથા અણુત્વમહત્ત્વ, (૨) કારણરૂપતા અને (૩) કાર્યરૂપતા એ ત્રણે પ્રભુની ક્રીડાનું જ્ઞાન છે.

આ સર્વ કાંઈ પ્રભુની કૃપા વિના સમજી શકાતું નથી; તેથી **મદનુગ્રહાત્** મૂકયો છે. પ્રભુ જેને વરણુ કરે તેજ પ્રભુને પામી શકે. ૨

એ રીતે બંને પ્રકારના જ્ઞાન-સ્વરૂપજ્ઞાન અને ક્રીડાજ્ઞાન-નું નિરૂપણુ કરી શકાય તેમ નથી. અથવા જો નિરૂપણુ કર્યું હોય તોયે બ્રહ્માજીના હૃદયમાં તેની સ્ફુરણા ન થાય, તેથી તેવું જ્ઞાન પ્રભુએ જ અર્પ્યું. હવે શિક્ષાને માટે ચતુઃશ્લોકી કહે છેઃ

**अहमेवासमेवाग्रे नान्यद्यत्सदसत्परम् ।**
**पश्चादहं यदेतच्च योऽवशिष्येत सोऽस्म्यहम् ॥२॥**

**શબ્દાર્થઃ**—સૃષ્ટિ પહેલાં હું જ હતો. જે સત્પરતા અને અસત્પરતા છે, તે મારાથી જુદી નથી. પછી જે આ છે (જગદ્રૂપે દેખાય છે), તે પણુ હું જ છું, અને જે બચે છે-સર્વનો તિરોભાવ થતાં થતાં જે બચે-જેનો તિરોભાવ ન થાય તે હું છું.

**શ્રીસુબોધિનીજી**—બ્રહ્માજીએ પ્રાર્થના કરતાં કહેલું એ આપની શિક્ષા મુજબ હું કરું, જેથી ગર્વ ન થાય અને લિપ્ત ન થવાય; એટલે કે પ્રભુ જગત્‌ને જે રૂપે ઉત્પન્ન કરે છે, તે જાણુવાની પ્રાર્થના કરી છે, તેનો ઉત્તર આપતાં પ્રભુ સૃષ્ટિ સ્થિતિ અને પ્રલયનું ખરું રહસ્ય સમજાવે છે-**अहम् एव आसम् अग्रे, न अन्यत्**-હું જ પ્રથમ હતો, બીજું કાંઇ પણુ નહિ; એટલે કે હું જાતે જ જગદ્રૂપ થયો છું અન્ય નહિ. જગત્ પ્રભુનું જ સ્વરૂપ છે. ભગવત્સ્વરૂપથી જુદું જગત્ નથી. ભગવત્સ્વરૂપથી અન્યથા, જુદું, જગત્ છે એવું ભાન માયાથી થાય છે. દેહાદિ જડને વિષે જીવપ્રતીતિ થાય છે, તે જેમ ઘટમાં આકાશની પ્રતીતિ થાય તેમ છે. આધારાધેય ભાવ અને બાહ્યાભ્યન્તર ભેદમાં હેતુ પણુ હું જ છું. સ્વરૂપથી મૂલભૂત જગત્ છે; પ્રતીતિથી માયારૂપ છે. તેમાં જીવ અનુપ્રવેશ કરે એટલે કે સર્વ જગત્ સર્વ પ્રકારે જે છે તે હું જ છું. પ્રભુનું જ સ્વરૂપ છે-એમ જાણીને, સ્વસ્વરૂપને પણુ તેવું જ જાણુવું. એ જ શિક્ષા છે. એ રીતે મદ્રૂપ-ભગવદ્રૂપ-બનીને, મદ્રૂપ-ભગવદ્રૂપ જગત્ કરે, જગત્ સર્જે,

તો ગર્વ ન થાય અને ગર્વમાં કારણરૂપ જે મોહ તે પણ ઉત્પન્ન ન થાય; એ પાંચે શ્લોકોનું તાત્પર્ય છે.

સર્વ જગત્ પ્રભુનું સ્વરૂપ શી રીતે હોઈ શકે એ શંકાનું નિરસન કરવા માટે સૃષ્ટિ–સ્થિતિ–પ્રલયરૂપ પણ પોતે જ છે, એ હેતુ વિસ્તાર સાથે કહે છે. સૃષ્ટિની પહેલાં હું જ હતો. **एको नारायण आसीन्न ब्रह्मा न च शङ्करः** અને **वसुदेवो इदमग्र आसीन्न ब्रह्मा न च शङ्करः** ઇત્યાદિ શ્રુતિથી સૃષ્ટિથી પહેલાં હું જ હતો. મારાથી પહેલાં કોઇ હશે એવી શંકા કરવી નહિ; કારણ કે સૃષ્ટિથી પૂર્વે હું અને મારાથી પૂર્વે અન્ય એવી કલ્પના તો ત્યારે થાય કે જ્યારે કોઇ સમયે હું ન હોઉં. હું ન હોઉં એમ સંભવતું જ નથી. શ્રુતિ પણ સદ્રૂપે જ નિરૂપણ કરે છે. **सदेव सौम्येदमग्र आसीत्** ઇત્યાદિ શ્રુતિથી પણ એ જ સાબિત થાય છે કે હું સૃષ્ટિથી પ્રથમ હતો જ. **असद्वा इदमग्र आसीत्ततो वै सदजायत** ઇત્યાદિ શ્રુતિમાં પાછળથી પ્રતીત થતા જગત્થી પૂર્વે આ રૂપે–જે રૂપે જગત્ છે તે રૂપે અનવસ્થિતિનું પ્રતિપાદન કરે છે; એટલે કે આ શ્રુતિમાં પહેલાં અસત્ હતું અને પછી સત્ થયું એમ જે કહેવામાં આવ્યું છે, તેનું તાત્પર્ય એ છે કે જે રૂપે જગત્ દેખાય છે તે રૂપે સૃષ્ટિથી પૂર્વે ન હતું અને પછી–સૃષ્ટિ પછી એ રૂપે થયું. આ ઉપરથી એમ સમજવાનું છે કે સૃષ્ટિથી પૂર્વે આ રૂપે જગત્ની પ્રતીતિ થતી ન હતી. જો અસત્ની કારણતાનું પ્રતિપાદન કરનાર આ શ્રુતિ હોય તો મહાન્ વિરોધ ઊભો થાય. **नासतो विद्यते भावो नाभावो विद्यते सतः** એટલે અસત્નો ભાવ હોય નહિ અને સત્નો અભાવ હોય નહિ, ઇત્યાદિ ગીતાવાક્યમાં સ્પષ્ટ શબ્દોમાં જણાવ્યું છે કે અસત્કારણતાનો સિદ્ધાન્ત બરાબર નથી. તેથી જ ઉપરની શ્રુતિનો એવો જ અર્થ બરાબર છે કે જે રૂપે અત્યારે જગત્ની પ્રતીતિ થાય છે, તે રૂપે કાર્યાવસ્થાની પહેલાં જગત્ ન હતું. તેનું કારણ એ છે કે તિરોહિત દશામાં હોવાથી આ રૂપની પ્રતીતિ તે સમયે થતી ન હતી. વળી, **नासदासीन्नो**

**सदासीत्तदानीम्** તે સમયે અસત્ પણ ન હતું અને સત્ પણ ન હતું–એમ પ્રતિપાદન કરનાર શ્રુતિવાક્ય સ્થૂલ અને સૂક્ષ્મ કાર્યનો નિષેધ કરે છે. અસત્–અનનુભવયોગ્યતાવાળું કાર્ય સૂક્ષ્મ કાર્ય અને સત્–અનુભવયોગ્ય કાર્ય–સ્થૂલ કાર્ય ન હતું; એટલે જ્યારે સૃષ્ટિથી પહેલાં કારણાવસ્થારૂપ પ્રભુ જ હતા ત્યારે સૂક્ષ્મ કે સ્થૂલ કાર્ય ન હતું. એ રીતે જગતના આવિર્ભાવથી પ્રથમ હું જ હતો; પ્રભુ જ હતા.

વળી, **आपो वा इदमग्रे सलिलमासीत्** ઇત્યાદિ શ્રુતિ સૃષ્ટિની પહેલાં સર્વ જળ જ હતું એમ કહે છે, તે અવાન્તર કલ્પના અભિપ્રાયથી છે. **आपः** અનેક પ્રકારનાં જળ, **इदं** તેનું કાર્ય અને જગત્ એ સર્વ સલિલ એટલે જળ જ હતું–પ્રલયોદકરૂપે હતું. આ વર્ણન સૃષ્ટિથી પહેલાંની જે સ્થિતિ વર્ણવે છે, તે અવાન્તર કલ્પની સ્થિતિ છે. ગીતાજીમાં **अव्यक्तादीनि भूतानि** ઇત્યાદિ વાક્યોથી જે અવ્યક્ત રૂપ જણાવે છે તે બ્રહ્મ જ છે. લીનત્વકલ્પ-કૃત્વ પાછળથી પણ સિદ્ધ છે, તેથી પાછળથી–પૂર્વલીનતા સિદ્ધ થાય છે; એટલે જ્યારે આ જગત્ બ્રહ્મમાં લીન થતું જણાય ત્યારે પૂર્વે પણ એવી જ રીતે લીન હતું, એમ સાબિત થાય છે; પ્રથમથી તેવું જ્ઞાન થઈ શકતું નથી. **प्रकृतिं पुरुषं चापि विद्ध्यनादी उभावपि** આ વાક્યમાં પ્રકૃતિ અને પુરુષને અનાદિ કહ્યાં તે મતાન્તર છે. **आसीज्ज्ञानमथो ह्यर्थः** ઇત્યાદિ વાક્યો તેનો વિરોધ કરે છે; તેથી પ્રકૃતિ અને પુરુષની અનાદિતા શ્રુતિની અપેક્ષાએ માનવા યોગ્ય નથી.

વળી, **तम आसीत्** ઇત્યાદિ શ્રુતિમાં સૃષ્ટિથી પૂર્વે તમ હતું, એમ કહે છે, તે તમ પણ બ્રહ્મ જ છે. તમ એ જગત્‌ની સુપ્તિમાં જે સામ્યાવસ્થા તેનો બોધ કરાવનાર શબ્દ છે, નહિ કે પ્રાકૃત અંધારું. અને પ્રકૃતિ–ત્રણે ગુણની સામ્યાવસ્થા–પણ તમોવાચક નથી.

**किमावरीवः कुहकस्य शर्मन्** ઇત્યાદિ વાક્યો પ્રકૃતિને કાર્યાશ્રયના પ્રયોજનની જરૂર ન હોવાથી કાર્યથી જ જેનું સ્વરૂપ

ઉન્નેય–જ્ઞેય–છે એવી પ્રકૃતિ સૃષ્ટિથી પ્રથમ હોઈ શકે નહિ. એ જ રીતે અન્ય વાકયો પણ પ્રભુનું અને જગત્‌નું સ્વરૂપ તે તે પ્રકારે વર્ણવે છે, તેથી કાંઈ સૃષ્ટિથી પહેલાં પ્રભુ એકરૂપે હતા એ સિદ્ધાન્તનો બાધ કરતાં નથી.

પ્રભુ એકરૂપે જ પૂર્વે હતા, એવો શ્રુતિનો સિદ્ધાન્ત હોવાથી નિજ સ્વરૂપથી અન્યનો નિષેધ **नान्यत्** શબ્દથી કરે છે. **सत्** અને **असत्** શ્રુતિમાં સૃષ્ટિથી પહેલાં હતાં એમ કહે છે, તોપણ તે **सत्** અને **असत्**માં અન્તર નથી. **सत्** શબ્દ અને **असत्** શબ્દ બ્રહ્મને જ વર્ણવે છે. તેમ જ **योऽस्मात्परस्मात्परः** એમ **पर**શબ્દથી કાલાદિનો બોધ કરાવે તે. એ રીતે **सत्** અને **असत्** હું જ છું–અન્ય નથી, એમ સિદ્ધ થાય છે. **अभाव**–પ્રાગભાવ, પ્રધ્વંસાભાવ, અન્યોન્યાભાવ અને અત્યન્તાભાવ પણ **तिरोभाव**રૂપે જ છે. **तिरोभाव** શક્તિ પણ પ્રભુની જ છે. **पूर्ववद्वा** એ વ્યાસસૂત્રથી ભગવાન્ અને ભગવાન્‌ની શક્તિ કે શક્તિના ધર્મો પણ ભગવાન્‌થી જુદા નથી એમ કહે છે. કાળ પણ નિરૂપણને સમયે હોવાથી પ્રકૃતિતુલ્ય જ છે. તેથી સૌથી પ્રથમ પ્રભુ જ હતા, એમ સિદ્ધ થાય છે.

વળી, **पश्चादहं** આ પદમાં, પ્રભુ સર્વભવનસમર્થ હોવાથી સ્વરૂપતઃ જ કાળ પ્રભુની ચેષ્ટારૂપે છે; તેથી કાળને ગુણરૂપે કે શક્તિરૂપે વર્ણવે અને પાછળથી કાર્યરૂપે પણ વર્ણવે. **पश्चात्** શબ્દ અને **अग्र** શબ્દ કાળવાચક છે; તેથી શક્તિ અને શક્તિમાન્‌નો અભેદ કહ્યો.

**स आत्मानं स्वयमकुरुत** ઇત્યાદિ શ્રુતિવાકયો પ્રભુ જ જગદ્રૂપે થયા, એમ વર્ણવે છે, અને **असत्**ની સત્તાનો કયાંય અંગીકાર કર્યો નથી, તેથી પ્રભુ જ સર્વ છે, એમ સિદ્ધ થાય છે.

**यदेतत्** જે આ–એ શબ્દો આપણને દેખાતા સર્વ જગત્‌નો બોધ કરાવે છે. ત્યાં **च** શબ્દ છે, તે દેખાતું અને ન દેખાતું એવા સર્વ જ જગત્‌નો બોધ કરાવે છે. આથી જીવોનો પણ સંગ્રહ થઇ જાય છે; એટલે જડજીવાત્મક સર્વ જ જગદ્રૂપે પ્રભુ જ છે.

यदेतच्च ने ઠેકાણે त्वमेतच्च એવો પાઠ પણ છે. આ પાઠનો સ્વીકાર કરતાં પણ સર્વ જડજીવાત્મક જગત્–તમે બ્રહ્મ અને આ જગત્ પણ–સર્વ જ મારું રૂપ છે–સર્વ જ જગત્ ભગવદ્રૂપ છે, એમ સિદ્ધાન્ત છે. એ જ મુખ્ય બ્રહ્મવાદ છે.

હવે એવી શંકા થાય છે કે જ્યારે પદાર્થનો વિરોધ થાય ત્યારે શબ્દપ્રમાણ તેનો નિર્ણય ન કરી શકે. પ્રભુ સર્વ દોષથી રહિત છે. વિકાર એ દોષ છે. સર્વ શબ્દનો સંકોચ થઈ શકે નહિ; તેથી ઉપદેશ્યનો અભાવ પ્રાપ્ત થતાં શાસ્ત્રનો પણ ઉચ્છેદ પ્રાપ્ત થાય. પ્રભુને કાંઈપણ પ્રયોજન ન હોવાથી હિતાકરણાદિ દોષની પ્રાપ્તિ થાય અને પ્રભુ વિકારવાન્ બને, તેથી પુરુષોત્તમત્વ પણ ન રહે. તેથી અનેક દોષ આ સિદ્ધાન્તમાં હોવાથી આ સિદ્ધાન્ત યોગ્ય નથી! આવી શંકા ઉપસ્થિત થતાં તેનો જવાબ શ્રીમહાપ્રભુજી પોતે જ કારિકામાં કહે છેઃ

प्रत्यक्षादृष्टविषये पदार्थाः श्रुतिबोधिताः ।
परस्परं विरुद्धास्ते नैकशेषं भजन्ति हि ॥
उभयोर्वैदिकत्वेन कः स्यादत्र नियामकः ।
विचारकाणां बुद्धिस्तु सोपजीव्या श्रुतेः सदा ॥
क्रियाविद्यपरत्वे तु विकल्पेनैकवाक्यता ।
दुष्टोप्याश्रीयते पक्षो विकल्पाख्यः श्रुतेर्बलात् ॥
तथैव भगवद्रूपं यथा हस्तादयः पृथक् ।
यथा सर्वाविरोधः स्यात्तथैवात्र विचारणम् ॥
सर्वरूपसमर्थत्वमतो ब्रह्मणि गीयते ।
अन्यथा प्रतिभानं यदुच्चनीचादिभेदतः ॥
तज्ज्ञानं तस्य कर्ता च हरिरेव तथाविधः ।
यत्किञ्चिद्दूषणं त्वत्र दूष्यं चापि हरिः स्वयम् ॥
विरुद्धपक्षाः सर्वेपि सर्वमत्रैव शोभते ॥

પ્રત્યક્ષના વિષયમાં અને અદૃષ્ટના વિષયોમાં શ્રુતિએ જણાવેલા પદાર્થો પરસ્પર વિરુદ્ધ છે. પ્રત્યક્ષ અને અદૃષ્ટ જ પરસ્પર વિરુદ્ધ હોવાથી તેના વિષયમાં જે પદાર્થો જણાવવામાં આવે તે પણ પરસ્પર વિરુદ્ધ જ હોય; તેથી તેવા પદાર્થો કોઈ એકના અંગરૂપ ન જ હોઈ શકે. પ્રત્યક્ષનો બોધ કરાવનાર પદાર્થ અદૃષ્ટનું અંગ

ન જ હોય, તેમ અદૃષ્ટનો બોધ કરાવનાર પદાર્થ પણ પ્રત્યક્ષનું અંગ ન જ હોઈ શકે. એ રીતે જો કદાચ એકને બીજાનું અંગ માની લેવામાં આવે તો-પ્રત્યક્ષ અદૃષ્ટનું અંગ છે એમ કહેવામાં અથવા અદૃષ્ટ પ્રત્યક્ષનું અંગ છે એમ કહેવામાં-કોણ નિયામક થાય? જો એમ કહીએ કે વિચારકોની બુદ્ધિ જ નિયામક છે, તો તે બુદ્ધિ પણ શ્રુતિને જ આધારે સર્વદા રહેલી હોવાથી અને શ્રુતિ જ પરસ્પર વિરુદ્ધ એવા પ્રત્યક્ષ પદાર્થો અને અદૃષ્ટ પદાર્થોનું પ્રતિપાદન કરતી હોવાથી વિચારકોની બુદ્ધિ નિયામક ન જ થાય. એક પ્રકારનાં વાકયો ક્રિયાપરક છે અને બીજા પ્રકારનાં વાકયો વિદ્યાપરક છે, એમ કહેવામાં આવે તો વિકલ્પ થાય. જો પરસ્પર વિરુદ્ધ એવા બે પદાર્થોનું શ્રુતિ જ પ્રતિપાદન કરે અને તેમાં એક પક્ષ કદાચ દોષવાળો દેખાય તોપણ તેવે સ્થળે વિકલ્પ થતો હોવાથી દુષ્ટ-દોષવાળો પક્ષ પણ શ્રુતિના બળથી આશ્રિત થાય છે જ. જેમ હાથ, પગ વગેરે સ્વરૂપતઃ પૃથક્ છે, તેમ ભગવદ્રૂપનાં પણ સ્વરૂપો પૃથક્ પૃથક્ છે; માટે જેમ સર્વ વાકયોમાં અવિરોધ આવે તેમ જ અહીં પણ વિચાર કરવો. પ્રભુ સર્વરૂપસમર્થ છે; તેથી તેને વિષે પરસ્પર વિરુદ્ધ દેખાતા ધર્મો પણ સંભવી શકે છે. તેથી જ બ્રહ્મને વિષે સર્વ ધર્મનું ગાન શ્રુતિ કરે છે. ઉચ્ચનીચાદિ ભેદે જે અન્યથાભાન થાય છે, તે ભાન અને તેનો કર્તા (તેવા ભાનને ઉત્પન્ન કરનાર) પણ પ્રભુ તેવો જ વિરુદ્ધધર્માશ્રય છે. તેમાં જે દૂષણ હોય કે દૂષ્ય હોય તે પણ પ્રભુનું જ સ્વરૂપ છે. પ્રભુ એવા વિરુદ્ધધર્માશ્રય હોવાથી પ્રભુને વિષે સર્વ કાંઈ શોભે છે.

**योऽवशिष्येत सोऽस्म्यहम्** આ પદોથી એમ સમજાવ્યું છે કે ઉદ્ભૂત પદાર્થોનો સર્વનો જ તિરોભાવ થતાં તે સ્વરૂપનો તિરોભાવ ન થાય. જેનો તિરોભાવ ન થાય કે જે તિરોભાવનો આશ્રય પણ ન થાય—અથવા જેમાં અંશભેદે પણ તિરોભાવ ન થાય—સર્વદા પૂર્ણ જ હોય, તે જ હું છું; તે જ મારું સ્વરૂપ છે. સર્વ જ ક્રિયાઓ અને તેમનો વિષય પણ હું જ છું, એમ પ્રભુ બ્રહ્માજીને જ્ઞાપન કરે છે.

**વિવેચન**—બ્રહ્માજીએ પ્રાર્થના કરતાં **यथात्ममायायोगेन**થી શરૂ કરીને બે શ્લોક વડે પ્રભુની સૃષ્ટયાદિ ક્રીડાવિષયક જ્ઞાન અર્પીને શિક્ષા આપો–આપની શિક્ષા મુજબ સૃષ્ટિ કરીશ એમ કહ્યું છે. એ પ્રાર્થનાનો જવાબ પહેલા જ શ્લોકમાં નિજ પુરુષોત્તમસ્વરૂપનું જ્ઞાન અર્પીને આપી દીધો, પછી બીજા શ્લોકોની જરૂર રહેતી નથી, એવી શંકા થતાં શ્રી-મહાપ્રભુજી આ શ્લોકમાં, બ્રહ્માજીએ જે પાંચ શ્લોકમાં પ્રાર્થના કરી તે પાંચેનો પાંચ પ્રકારે જવાબ દેખાડી આપે છે. પ્રથમ શ્લોકનો જવાબ "અન્યથાભાન માયાથી થાય છે" એ છે. "આધારાધેય ભાવ અને બાહ્યાભ્યન્તરભેદનું કારણ પણ હું જ છું," એ બીજાનો ઉત્તર છે. "સ્વરૂપતઃ મૂલભૂતજગત્ છે." એ ત્રીજાનો જવાબ છે. "પ્રતીતિથી માયારૂપ જગત્ છે; તેમાં જ્યારે અનુપ્રવેશ કરનાર જીવ છે. સર્વ જ જગત્–સર્વ પ્રકારે હું જ છું, એમ જાણી સ્વસ્વરૂપને પણ જાણવું," એ ચતુર્થનો ઉત્તર થયો. એ જ શિક્ષા છે. "એ રીતે ભગવદ્રૂપ બની ભગવદ્રૂપ જગત્નું સર્જન કરે તો ગર્વ ન થાય, અને મોહ પણ ન થાય." એ પાંચમાનો જવાબ છે.

પ્રભુના સ્વસ્વરૂપમાંથી જ સર્વ જગત્ ઉત્પન્ન થાય, તેમાં જ સ્થિતિ કરે અને તેમાં જ લય પામે, એ સિદ્ધાન્તને સવિસ્તર સમજાવવા માટે આ શ્લોકમાં અન્ય પદો છે. છાંદોગ્ય ઉપનિષદ્‌ની શાંડિલ્યવિદ્યામાં **सर्वं खल्विदं ब्रह्म तज्जलान्** એવી શ્રુતિ છે. આ શ્રુતિને બરાબર સમજાવીને બ્રહ્માત્મક જગત્ છે એ વસ્તુ સપ્રમાણ સિદ્ધ કરે છે. **सर्वं खल्विदं ब्रह्म तज्जलान्** એ શ્રુતિનો અર્થ—**खलु** નિશ્ચયથી **इदं** આ દેખીતું **सर्वं** સર્વ જગત્ **ब्रह्म** બ્રહ્માત્મક બ્રહ્મ જ છે; **तज्जलान्** તેમાંથી–બ્રહ્મમાંથી જ જન્મે છે, તેમાં જ સ્થિતિ કરે છે અને તેમાં જ લય પામે છે. તેથી જ **शान्त उपासीत** તે બ્રહ્મનું ઉપાસન કર. બ્રહ્માત્મક જગત્ હોવાથી બ્રહ્મરૂપે જગતનું અનુસંધાન કરવું. જો જગતને **अहमेवासमेव** એમાં **अहम्** પદની સાથે અને **आसम्** પદની સાથે પણ **एव** શબ્દ છે. બે વાર એ નિશ્ચયાર્થક **एव** શબ્દથી એમ સમજાવે કે સૃષ્ટિથી પૂર્વે પણ હું જ હતો અને સ્થિતિકાલમાં જગદ્રૂપે પણ હું જ છું. **एको नारायणः** અને **वासुदेवो वा इदमग्रे** ઇત્યાદિ બે શ્રુતિઓ એક સાથે ઉચ્ચારવાનું કારણ એ છે કે પ્રથમ શ્રુતિમાં **अग्रे** અને **इदम्** એ પદો નથી અને બીજી શ્રુતિમાં તે છે; તેથી બે શ્રુતિઓથી અભિન્નનિમિત્તોપાદાન કારણરૂપે પ્રભુ જ છે એમ સિદ્ધ થાય છે.

હવે, આ શ્રુતિનો અર્થ કરતાં એવી શંકા ઉદ્ભવે છે કે **वासुदेवो वा**

**इदमग्रे** આ સ્થલે જે **अग्र** પદ છે, તે કાલનું વાચક છે—એટલે સૃષ્ટિની પહેલાં કાલમાં પ્રભુ હતા. અને **हरितो रोहितादासीत्** ઇત્યાદિ સ્થલે **अस्** ધાતુનો અર્થ ઉત્પત્તિ છે, એમ પણ સિદ્ધ છે. એટલે કે સૃષ્ટિની પૂર્વે જ્યારે સૃષ્ટિની, પ્રથમ સર્વની ઉત્પત્તિ થઇ તેથી પણ પહેલાં ઉત્પત્તિ હતી. તેથી કેવલ પુરુષોત્તમ માત્રની જ સત્તા એવો અર્થ કરવો એ યોગ્ય નથી! આવી શંકાનું નિરસન કરવા માટે શ્રીમહાપ્રભુજી આજ્ઞા કરે છે કે અહીં "મારાથી પૂર્વે કાંઇ છે એવી શંકા કરવી નહિ. જેમ જગત્‌ની પૂર્વે હું અને મારાથી પણ પૂર્વે અન્ય, એમ તો ત્યારે જ સંભવે છે, કે જ્યારે કોઈ પણ વેળા હું ન હોઉં—તે જ સમ્ભવતું નથી. હું ન હોઉં એ સમ્ભવતું નથી.

અહીં બીજી એક પ્રકારની શાસ્ત્રીય શંકા ઊભી થાય છે કે પ્રભુની સત્તા અને અસત્તા **सत्** અને **असत्** એ બંનેની સત્તા સ્વીકારી લેવી. **एव** શબ્દનો વિરોધ થઈ શકતો નથી—હું હતો જ, એમ કહેતાં મારા સિવાય અન્યનો નિષેધ તે **एव** કરતો નથી, પણ સત્તાનો અયોગવ્યવચ્છેદ અર્થ જ થઇ શકે. હું જ હતો, એમ કહેતાં અન્ય ન હતો એમ અર્થ થાય ત્યાં અન્યયોગવ્યવચ્છેદ અર્થ છે, છતાં અગત્યા અહીં પણ અયોગવ્યવચ્છેદ અર્થ માની લેતાં દોષ આવશે નહિ. જો એવો અર્થ ન કરીએ તો **अग्र** પદ વ્યર્થ જાય છે! આ શંકાનો જવાબ આપવા માટે શ્રીમહાપ્રભુજી **अग्र** શબ્દનો પણ અર્થ સમજાવી આપે છે. **अग्र** શબ્દ અહીં કાલવાચક નથી પણ દેશવાચક છે; એટલે કે સૃષ્ટિની પૂર્વે. આ શ્રુતિમાં કાલનું અને સત્તાનું પણ વિધાન છે એમ સ્વીકારતાં વાક્યભેદ થાય છે. જો આ અનુવાદ-પક્ષ સ્વીકારાય તો સત્તા કાલની અપેક્ષા ધરાવે ત્યારે કાલની કલ્પના કરવી પડે અને કાલની સત્તા તથા તેના વક્તાની સત્તા પણ માનતાં વાક્યાર્થમાં બાધ પ્રાપ્ત થાય. જો કાલવિશિષ્ટ સત્તા કે સત્તાવિશિષ્ટ કાલ એમ માનવામાં આવે તો ગૌરવ થાય. એ રીતે શિષ્યને બોધ કરાવવા પૂરતો અત્યારે પ્રસિદ્ધ કાલનો વાચક જ **अग्र** શબ્દ છે, એમ માની લેવું. છતાં, સૂક્ષ્મદષ્ટિથી વિચાર કરતાં **अग्र** શબ્દ કાલવાચક નથી. એ રીતે **अग्र** પદમાં જે વિશેષ્યાંશ છે તે મૂકી દઈને વિશેષણ બનેલા પૂર્વત્વને સ્વીકારી **सत्**ને જ વિશેષ્ય માનવું. તાત્પર્ય એ કે **अग्र** પદ **अस्** નું વિશેષણ થતાં વાક્યભેદાદિ દોષ આવતો નથી. **अग्र** પદમાં સપ્તમી વિભક્તિ છે, તે અધિ-કરણવાચક છે, એટલે સૃષ્ટિનું પૂર્વઅધિકરણ **सत्** જ છે એવો અર્થ થયો.

હવે, જો એમ કહેવાય છે કે—**आत्मा वा इदमग्र आसीत्** ઇત્યાદિ શ્રુતિઓનું વિવરણ કરનાર **एकमेवाद्वितीयं ब्रह्म** ઈત્યાદિ શ્રુતિ હોવાથી સમત્વ અને અધિકત્વથી રહિત એવું એક મુખ્ય બ્રહ્મ છે એવો અર્થ થાય; પણ તેવો અર્થ કરવા જતાં **अद्वितीय** પદ વ્યર્થ જાય છે. **अद्वितीय** પદ અન્યની સત્તાનો નિષેધ કરે છે. એ રીતે **अहमेवासमेवाग्रे** આ શ્લોકમાં ઉપર જણાવેલી જે શ્રુતિઓનો અર્થ સમજાવ્યો છે, તે પૂર્વસત્તાનું પ્રતિપાદન કરે છે. અને તેની એકવાક્યતા **एकमेवं** શ્રુતિ સાથે થઈ જાય છે. જો તેમ ન માનવામાં આવે તો **अद्वितीय** પદ વ્યર્થ થાય. **ऐतरेय** શ્રુતિ કહે છે કે **आत्मा वा इदमेक एवाग्र आसीन्नान्यत् किञ्चन मिषत्** આ સર્વ દૃષ્ટ અને શ્રુત જગત્ આત્મરૂપે-પુરુષોત્તમરૂપે જ હતું, બીજું કાંઇ પણ ન હતું. આ શ્રુતિમાં વ્યાપાર કરનાર અન્યનો નિષેધ જણાવ્યો છે, તેનું જ વિવરણ **एकमेवाद्वितीयम्** શ્રુતિનું **अद्वितीय** પદ કરે છે; પણ જો એમ જ હોય તો **येनाश्रुतं श्रुतं भवति** ઇત્યાદિ શ્રુતિમાં એકવિજ્ઞાનથી સર્વવિજ્ઞાનની કરેલી પ્રતિજ્ઞામાં એક મૃત્તિકાના પિંડને જાણ્યાથી જેમ સર્વ મૃન્મય પદાર્થો સમજી લેવાય, તેમ એક બ્રહ્મને જાણ્યાથી સર્વનું જ્ઞાન થાય; એ દૃષ્ટાન્તનો ઉપરોધ પ્રાપ્ત થાય છે. વ્યાપાર કરનાર અન્યનો નિષેધ થતાં, સર્વજ્ઞાન જેવું અને તેમાં દૃષ્ટાન્તની જરૂર જેવું કાંઇ પણ રહી જતું નથી. તેમ થતાં દૃષ્ટાન્તના ઉપરોધનો પ્રસંગ પ્રાપ્ત થાય છે. એ રીતે ધર્માભાવનો પ્રસંગ પણ પ્રાપ્ત થઇ શકતો નથી. સ્વસ્વરૂપોની તદાત્મકતા હોવાથી સત્તા હોય, તોપણ દોષ નથી-આ મુજબ સર્વ શ્રુતિવાક્યોનો વિરોધ ટાળીને શ્રીમહાપ્રભુજી **अग्र** પદનો અર્થ સૃષ્ટિથી પૂર્વે એમ કહે છે. આ મુજબ **अहमेवासम्** અહીં અને **वासुदेवो वा इदमग्रे** ઈત્યાદિ શ્રુતિમાં પણ સૃષ્ટિથી પૂર્વે ભગવત્સત્તા છે, એવો અર્થ સ્વીકારતાં **तज्जलान्** ઈત્યાદિ શ્રુતિમાં પણ ઉપાસનાના અંગત્વે પ્રભુમાંથી જ સૃષ્ટિ થાય છે, તેમાં જ સ્થિતિ છે અને લય પણ તેમાં જ થાય છે, એમ જે વિધાન કર્યું છે, તેમાં **इदं सर्वं** પક્ષ છે, **ब्रह्म** સાધ્ય છે, અને **तज्जलान्** હેતુ છે. આ **तज्जलान्** હેતુ ઉપાસનાના અંગત્વનો સમર્પક છે. પણ તેમાં પ્રમાણોનો વિરોધ હોય તો તેને વસ્તુત્વનો સમર્પક માની લેવો. તેમ કરતાં કોઇપણ પ્રકારનો દોષ રહેતો નથી.

આટલા વિસ્તારથી **अहमेवासमेव** વાક્યનો અર્થ સર્વ શ્રુતિઓનો વિરોધ ટાળીને કર્યો છતાં, કેવલ બ્રહ્મસત્તા સમ્ભવતી નથી; કારણ કે

**असद्वा इदमग्र आसीत्** ઇત્યાદિ શ્રુતિઓમાં **असत्**ની સત્તાનું પણ વિધાન જોવામાં આવે છે! આ શંકાનું સમાધાન કરવા માટે શ્રીમહાપ્રભુજી **असत्** શબ્દનો પણ અર્થ શ્રીસુબોધિનીજીમાં સમજાવે છે. **असत्** એટલે આ રીતે દેખીતું જગત્ ન હતું. **असत्**નો અર્થ તે સ્થલે **सद्भाव** કે **सद्भेद** નથી, પણ **इदं** પદના સામર્થ્યથી જે પ્રકારે અત્યારે જગતની સત્તા છે, તે પ્રકારની સત્તા સૃષ્ટિ પૂર્વે ન હતી એ જ તાત્પર્ય ગ્રહણ કરવાનું છે. જો તેમ ન હોય તો **असत्**ની **सत्ता** સમ્ભવે નહિ. ગીતાજીમાં **नासतो विद्यते भावः** ઇત્યાદિ વાકયોથી તે વાત સ્પષ્ટ રીતે જણાવી છે. તેથી જેમ ઘરની પૂર્વે મૃત્તિકારૂપે સત્તા છે, તેમ જગતની પૂર્વે બ્રહ્મરૂપે સત્તા છે, એ વાત પ્રમાણસિદ્ધ છે.

હવે, એમાં શંકા કરે છે કે લોકમાં વસ્તુની સત્તાની પૂર્વે તેની અસત્તાની સત્તા સિદ્ધ છે જ, તો પછી શ્રુતિબલથી લોકસિદ્ધ **असत्**ની **सत्ता**નો સ્વીકાર કરવાની ના શા માટે પાડી શકાય? લોકસિદ્ધ પદાર્થનો વિરોધ થઇ શકે નહિ! આ શંકાના ઉત્તરમાં ગીતાવાકયનો વિરોધ છે. અને લોકાનુરોધથી અસતની સત્તાનો અંગીકાર કરતાં **कुतस्तु खलु सौम्यैवं स्यात्, कथमसतः सज्जायेत** ઇત્યાદિ શ્રુતિનો પણ વિરોધ પ્રાપ્ત થાય, તેમ જ કાર્ય નિયતાવધિક છે—જેનો અવધિ નક્કી થયેલો છે–તે પણ ન ઘટી શકે; કાર્ય અનિયત અવધિવાળું બની જાય.

કાર્યની નિયતાવધિકતા માટે તે તે કાર્યના પ્રાગભાવને સ્વીકારવો પડે છે, તેમ **असत्**ની સત્તાનોયે સ્વીકાર કરતાં દોષ નથી. અને **कुतस्तु सौम्य** આ શ્રુતિ કેવલ વૈનાશિકમતના નિરાસ માટે છે, તેથી તેનો પણ વિરોધ પ્રાપ્ત થતો નથી! એવી શંકાનું સમાધાન કરવા માટે શ્રીમહાપ્રભુજી શ્રીસુબોધિનીજીમાં **नासतः** ઇત્યાદિ પંક્તિ લખે છે. તેનું તાત્પર્ય ઉપર શ્રીસુબોધિનીજીમાં આવી જ જાય છે. શ્રીસુબોધિનીજીમાં **नासतो विद्यते भावः** નું જે વિવરણ છે, તેનું તાત્પર્ય એ રીતે સમજવું—સૃષ્ટિથી પૂર્વે સર્વ સત્તાનો સ્વીકાર કરતાં—અધિકરણનો અભાવ થતો હોવાથી કાર્યના પ્રાગભાવનું નિરૂપણ અશકય થતાં, તેના અધિકરણની સત્તા સ્વીકારવી પડે જ, તેથી **असत्**ની સત્તા સ્વીકારતાં **सदेव सौम्य** આ શ્રુતિનો વિરોધ પણ પ્રાપ્ત થાય જ, માટે બ્રહ્મને વિષે જ તેની સત્તા સ્વીકારવી. આટલું કરતાં પણ આ વાકયનો વિરોધ ટાળી શકાતો નથી; તેથી વાકયાર્થ એ રીતે કરવોઃ—

અસત્ પદાર્થનો ભાવ–સત્તા નથી. સત્ પદાર્થનો અભાવ અસત્તા નથી. આ સત્ અને અસત્‌ની સત્તા એટલે અંતઃપરિચ્છેદ–નિષ્કર્ષ તત્ત્વદર્શીઓએ વાસ્તવિકરૂપ જોનારાઓએ જોયો છે. એ રીતે **यद् सदसत्परम्, तद् अन्यत् न** આ મૂળનાં પદોમાં પણ સત્પર અને અસત્પર પણ જે છે, તે મારાથી અન્ય નથી. એ રીતે પ્રભુએ નિજ સત્તાનો બોધ કરાવ્યો.

હવે વળી એક શંકાનું ઉત્થાન થાય છેઃ **नासदासीन्नो सदासीत्** ઇત્યાદિ શ્રુતિમાં **सत्** અને **असत्**નો બંનેનો નિષેધ કર્યો, તેથી પણ **असत्**ની સત્તા તો સિદ્ધ જ છે! આ શંકાના પરિહારમાં શ્રીસુબોધિનીકાર જણાવે છે કે તે શ્રુતિવાક્ય સ્થૂલ અને સૂક્ષ્મ કાર્યનો નિર્દેશ કરીને તેનો નિષેધ કરે છે, નહિ કે **असत्**ની સત્તા બતાવે છે. **असत्**ની સત્તાનો પરિહાર ઉપર થઈ જ ગયો છે; તેથી આ શંકાને જુદો જવાબ આપવાની જરૂર નથી જ.

વિદ્યારણ્ય સ્વામીએ **असत्**પદથી અનુપાખ્ય અને **सत्**પદથી આત્માની પેઠે અનિર્વાચ્યનો સ્વીકાર કર્યો છે. છતાં આમાંય કોઈ વિશેષ નથી. આગળ જતાં **नासीद्रजः** કહીને રજોગુણનો નિષેધ કર્યો છે. **नो व्योमापरो यत्** ઇત્યાદિથી વૈશેષિકના મતથી પ્રાપ્ત થતા આકાશનો નિષેધ છે; કારણ કે **योस्याध्यक्षः परमे व्योमन्** આ શ્રુતિ અક્ષર બ્રહ્માત્મક આકાશનું આગળ જતાં વર્ણન કરશે જ. તેમજ **किमावरीवः** ઇત્યાદિ શ્રુતિ પ્રકૃતિ તત્ત્વનો નિષેધ કરે છે. તે પછી **अम्भः किमासीत्** ઇત્યાદિથી પ્રલયોદકનો નિષેધ છે. તેની પછીના મંત્રમાં **न मृत्युरासीत्** ઇત્યાદિથી મૃત્યુ–મૃત કાળજ્ઞાનનો નિષેધ છે. તે પછી **आनीदवातम्** ઇત્યાદિથી એક જ બ્રહ્મની સત્તા કહીને તે સિવાયના સર્વની સત્તાનો નિષેધ છે. એ રીતે બ્રહ્મની સત્તા જ, સર્વમતના નિરાકરણ સાથે એ મંત્ર વડે કહી છે.

જો કે ઉપરનાં વાક્યોમાં પ્રલયોદકનો નિષેધ છે, તોપણ સંહિતામાં તેની સત્તા સ્વીકારી છે; તેથી તે વાક્યનો વિરોધ પ્રાપ્ત થશે, તેનો પરિહાર શ્રીસુબોધિનીજીમાં કર્યો છે કે અવાન્તર કલ્પના અભિપ્રાયથી તે વાક્ય છે.

એ રીતે હોવા છતાં સૃષ્ટિની આદિમાં પ્રકૃતિનો અભાવ સાબિત થઈ શકે નહિ. ગીતાજીમાં **अव्यक्तादीनि भूतानि** ઇત્યાદિ શ્લોકમાં પ્રભુએ જ અવ્યક્તની સત્તા સ્વીકારી છે. એ અવ્યક્તને પ્રકૃતિ પણ કહે છે. શ્રીસુબોધિનીજીમાં 'અવ્યક્ત' શબ્દથી બ્રહ્મનું ગ્રહણ કર્યું છે. 'અવ્યક્ત' શબ્દથી બ્રહ્મ લેવું તેનો નિર્ણય પણ ત્યાં જ છે–લીનત્વકલ્પક પાછળથી જ સિદ્ધ થાય ઇત્યાદિ. અહીં અર્જુનનો વિષાદ દૂર કરવાનો હોવાથી જીવોનું નિત્યત્વ કહ્યું,

તેથી **भूत** પદથી જીવ જ ઇષ્ટ છે. તેમની અવ્યક્તતા ઉત્પત્તિની પછી જ છે. વિભાગથી પહેલાં લીન હોવાને લીધે પણ વ્યક્તતા નથી જ. તેથી જીવો જ **अव्यक्तादि** છે; એ વ્યક્ત છે આદિ સ્વરૂપ જેમનું એવા છે. વળી ભૂતાદિભૂત એવું જે અવ્યક્ત છે તે પ્રકૃતિનું નથી; કારણકે સાંખ્યના સિદ્ધાન્ત મુજબ પ્રકૃતિ અને પુરુષ બંનેય અનાદિ છે. આથી જ આદિ અવ્યક્ત બ્રહ્મ જ છે. **प्रकृतिं पुरुषं चैव विद्धयनादी उभावपि** આ ગીતાવાક્ય સાંખ્યમતનું એટલે કે બ્રહ્મવાદથી અન્યમતનું પ્રતિપાદન કરનાર છે, તેથી તેનો પણ વિરોધ પ્રાપ્ત થતો નથી.

ભાવવૃત્ત સૂક્તના ત્રીજા મંત્રમાં તેની સત્તા સ્વીકારી છે. તે તમ પણ માયા જ છે. **तमो वा इदमेकमग्र आसीत्तत्परेणेरितं विषमत्वं प्रयाति** ઇત્યાદિમાં તેનો નિર્ણય કર્યો છે જ, તો પછી એમ કેમ કહી શકાય કે પૂર્વે કેવળ બ્રહ્મની સત્તા છે; તમ પણ છે જ? શ્રીમહાપ્રભુજી શ્રીસુબોધિનીજીમાં આજ્ઞા કરે છે કે આ શ્રુતિમાં વર્ણવેલું તમ પણ બ્રહ્મ જ છે. એમ શી રીતે સમ્ભવે? સમ્ભવે છે; કારણ કે તે સમયે સર્વતઃ સુપ્ત દશા છે; તેથી સામ્યાવસ્થા છે. આ સામ્યાવસ્થા કાંઈ પ્રકૃતિ નથી. પાછલા મંત્રમાં **आनीदवातं स्वधया तदेकं तस्माद्धान्यन्नपरः किञ्चनास** અહીં **तत्** શબ્દથી જેનું વર્ણન છે તે જ તમ છે; તેથી તે તમ પણ બ્રહ્મ જ છે.

પણ, એ રીતે તમનો અર્થ બ્રહ્મ કરવામાં લક્ષણા કરવી પડે. લક્ષણાની અપેક્ષાએ શક્યાર્થ જ શ્રેષ્ઠ હોવાથી, સામ્યાવસ્થાનો અર્થ પ્રકૃતિ કેમ ન થાય? એ પ્રકૃતિ નથી; કારણ કે **किमावरीवः कुहकस्य शर्मन्** ઇત્યાદિ શ્રુતિમાં પ્રકૃતિનો નિષેધ છે. આ શ્રુતિનો અર્થ નીચે મુજબ કરવો:— **किं** કયા કાર્યને **आवरीवः** આવૃત કરે? **कुहकस्य** કોના **शर्मन्** સુખને માટે? એ રીતે પ્રકૃતિની સત્તાનો પૂર્વમંત્રમાં નિષેધ હોવાથી આ સ્થલે તમથી સામ્યાવસ્થાનો અર્થ પ્રકૃતિનું ગ્રહણ થઈ શકે નહિ, પણ બ્રહ્મનું જ ગ્રહણ થાય. માટે લક્ષણા જ શ્રેષ્ઠ છે. **तमसा गूढमग्रे** આ વાક્યથી આગળ જતાં આ અર્થનો વિરોધ પણ થઈ શકતો નથી, કારણ કે ચારે બાજુથી આ જગત નામ અને રૂપથી વ્યાકૃત છે, તે, અગ્રે=સૃષ્ટિથી પૂર્વ અપ્રકેત= અપ્રજ્ઞાત એવું જે સલિલ તે કારણરૂપે વિભક્ત તમથી પ્રથમ વર્ણવ્યું તે રીતે બ્રહ્મ વડે ગૂઢ હતું. એ રીતે અર્થ કરતાં કોઈપણ પ્રકારે વિરોધ આવતો નથી. એ રીતે શ્રુતિનાં કેટલાંક વાક્યોનો વિચાર કરીને એ જ રીતે અન્ય પણ સર્વ વાક્યોની એકવાક્યતા કરી લેવી, એમ શ્રીમહાપ્રભુજી સૂચન કરે છે.

એ રીતે શ્રુતિનાં સર્વ જ વાક્યોની એકવાક્યતા કરીને જે સિદ્ધાન્ત છે તેનું પ્રતિપાદન કરે છે કે—આથી જ—શ્રુતિથી સિદ્ધ હોવાથી જ બીજું નથી. પ્રભુ વિના અન્ય કાંઈ નથી. સત્ અને અસત્ પૂર્વસિદ્ધ છે. તે સત્ અને અસત્ પણ પ્રભુથી અન્ય નથી. **સત્** શબ્દથી અને **અસત્** શબ્દથી બ્રહ્મ જ ગ્રહણ કરવાનું છે. એ રીતે વિશિષ્ટાદ્વૈતનો પણ અનાદર થઈ જાય છે.

હવે, એક બીજા પ્રકારની શંકાનો પણ જવાબ આપી દે છે:— અન્ય નથી એમ કહેતાં નિષેધના પ્રતિયોગિત્વે તે તે પ્રાગભાવ, અત્યન્તાભાવ અને અન્યોન્યાભાવોના પ્રતિયોગીની ઉપસ્થિતિ થાય; એટલે અન્ય નથી એમ કહીને અન્ય સત્તાનો નિષેધ થાય જ નહિ! આ શંકાનો જવાબ શ્રીમહાપ્રભુજી જણાવે છે કે તમારા મતમાં જે અભાવ છે તે પણ તિરોભાવથી જુદા નથી જ; તિરોભાવમાં જ તેમનો અન્તર્ભાવ—સમાવેશ થઈ જાય છે. તે તિરોભાવ પણ ભગવચ્છક્તિ જ છે. એ રીતે સૃષ્ટિથી પૂર્વ પ્રભુએ કેવલ નિજ સત્તાનું પ્રતિપાદન કર્યું અને અનેક પદાર્થોની સત્તાનો સમાવેશ નિજ સત્તામાં જ કરીને સિદ્ધાન્ત સમજાવ્યો.

એ રીતે ભેદની પ્રતીતિ જ અસંગત છે. પદાર્થો ભગવદ્રૂપ જ છે, તેથી તે સમયે પણ કેવળ સત્તા છે જ; એ જ મુખ્ય બ્રહ્મવાદ છે; એમ વ્યાખ્યાન કરીને બ્રહ્મવાદનું સ્થાપન કર્યું અને ફરીથી તેને દૃઢ કરવા માટે પૂર્વપક્ષ મૂકે છે:—પદાર્થનો વિરોધ પ્રાપ્ત થતાં શબ્દને જ પ્રમાણ માની શકાય નહિ; પ્રત્યક્ષનો વિરોધ શબ્દ કરે નહિ; પ્રભુ દોષ રહિત છે અને વિકારો દોષરૂપ જ છે; **સર્વ** શબ્દમાં સંકોચ પણ કરી શકાય નહિ; તેમ થતાં શાસ્ત્રનો જ ઉચ્છેદ થાય; પ્રયોજન ન હોવાથી હિત ન કરવાનો દોષ પણ પ્રાપ્ત થાય; પુરુષોત્તમત્વનો અભાવ પણ પ્રાપ્ત થાય; એ રીતે અનેક દોષો ઉદ્ભવતા હોવાથી બ્રહ્મવાદ યોગ્ય નથી!

આ પૂર્વપક્ષનું સમાધાન કારિકાઓ વડે શ્રીસુબોધિનીજીમાં કર્યું છે:— લોકમાં મણિની પરીક્ષા કરવી હોય ત્યારે જો નિર્ણય ન થઈ શકે તો પરીક્ષા કરનાર ઝવેરીના શબ્દ ઉપર જ વિશ્વાસ મૂકવો પડે છે. તે જ રીતે શ્રુતિએ કહેલા વિકારિત્વ, અવિકારિત્વ, એજત્વ, અનેજત્વ ઇત્યાદિક પદાર્થો એક જ ધર્મીને વિષે માનવા જોઈએ; કારણ કે તે ધર્મો એકશેષ—એકનો મુખ્યધર્મ અને અન્યમાં ઔપચારિક ધર્મ—અપોદ્ય અને અપવાદભાવ—ને પ્રાપ્ત થાય નહિ. બંનેની એકવાક્યતા—પ્રભુ વિરુદ્ધધર્માશ્રય છે તેથી થઈ શકે છે. પ્રભુમાં સર્વ જ સમ્ભવે છે. ગુણપ્રધાનભાવ—અંગાગિભાવ—કે અપોદ્યાપ-

વાદક ભાવમાં નિયામક કોણ હોય ? વેદથી ઉત્કૃષ્ટ–શ્રેષ્ઠ–બીજું પ્રમાણ નથી; તેથી વેદે જણાવેલા ધર્મોના નિર્ણયમાં અન્ય કોઈ નિયામક ન જ હોઈ શકે. વેદ જ પ્રભુને વિરુદ્ધધર્માશ્રય કહે છે; તેથી પરસ્પર વિરુદ્ધ એવા બે ધર્મો પૈકી એકને અપોદ્ય કે ગૌણ ન જ કહી શકાય.

એમ કહેવાય કે અમે બુદ્ધિથી તેનો વિચાર કરીશું; બુદ્ધિ જ નિયામિકા થશે; પણ, આસ્તિક વિચારકોની બુદ્ધિનો આધાર પણ વેદ ઉપર હોવાથી વિરુદ્ધ અર્થનું પ્રતિપાદન કરનારી શ્રુતિને બુદ્ધિ જુએ છે, તેથી તેવી બુદ્ધિ બેમાંથી એકને ગૌણ શી રીતે કહી શકે ? ઉપજીવ્યનો વિરોધ કરતાં બુદ્ધિ જાતે જ પોતાને વિષે અપ્રામાણિકતાનું સ્થાપન કરશે. તેથી બુદ્ધિ પણ પોતે નિયામિકા ન હોવાથી શાસ્ત્રમાં જે કહ્યું હોય તે જ–યથાશ્રુત જ–વિરુદ્ધધર્માશ્રયત્વે પ્રભુને સ્વીકારે. શ્રુતિમાં **उदिते जुहोति** સૂર્યોદય થતાં હોમ કરવો એ વિધિવાક્યની પ્રશંસા કરતાં **अनुदिते जुहोति** એ વાક્યની નિન્દા કરેલી છે; અને **अनुदिते जुहोति** શ્રુતિએ **उदिते जुहोति**ની નિન્દા કરેલી છે. ત્યાં બેમાંથી એકનો બાધ પણ શક્ય નથી અને બંનેનું અનુષ્ઠાન પણ શક્ય નથી; તેથી **उदित** પક્ષ કે **अनुदित** પક્ષ તે તે શાખાને અનુસરીને સ્વીકારવો એમ નિર્ણય થાય છે. તે જ રીતે અહીં પણ વિરુદ્ધ ધર્મોનું વિધાન થતાં એક ધર્મ ઉપાસનાપર છે અને બીજો જ્ઞાનપર છે, એમ માનવું. છતાં ઉપાસનાપરક કયા ધર્મો માનવા અને જ્ઞાનપરક કયા ધર્મો માનવા, એવી જિજ્ઞાસા થતાં, ઉપાસના તે તે ધર્મપુરઃસર હોવાથી ધર્મો ઉપાસનાપર છે; અને જ્ઞાનમાં તો **एकमेवाद्वितीयं ब्रह्म** ઇત્યાદિ શ્રુતિથી બહુત્વજ્ઞાન નિષિદ્ધ હોવાથી ધર્મનિષેધ કરનારાં વાક્યોને જ્ઞાન-પરક માનવાં.

અહીં એમ શંકા ન કરવી કે એ રીતે ઉભયલિંગત્વ પ્રાપ્ત થતું હોવાથી અને ઉપાસનામાં કલ્પિત ધર્મોથી ચલાવી શકાતું હોવાથી વિરુદ્ધ-ધર્માશ્રયત્વ યોગ્ય નથી; કારણ કે ક્રિયા એ માનસી ધ્યાનરૂપા ઉપાસના છે. વિદ્યા એ જ્ઞાન છે; માટે તે તે ધર્મો અને તે તે ધર્મોના નિષેધોને તે તે પ્રકારે ઉપાસનાપરક અને જ્ઞાનપરક માનતાં **उदित** પક્ષ અને **अनुदित** પક્ષની પેઠે વિકલ્પ થઈ જતાં સર્વ જ વેદવાક્યોનો યથાર્થતયા સમન્વય થઈ જતો હોવાથી બંને જુદા જુદા વિષયનું પ્રતિપાદન કરનારાં વાક્યો છે એમ જ માનવું યોગ્ય છે. એક ભાગને અન્ય ભાગના અંગત્વે માનતાં ઘણી ગૂંચવણો ઊભી થાય છે; તેમ જ **सर्वे वेदा यत्पदमामनन्ति** ઇત્યાદિ

શ્રુતિઓ અને **सर्ववेदान्तप्रत्ययं चोदनाद्यविशेषात्** ઈત્યાદિ સૂત્રો પણ, સર્વ શ્રુતિઓ બ્રહ્મનું જ પ્રતિપાદન કરે છે, એમ કહે છે; તેથી સર્વની, ઉપર જણાવ્યા મુજબ એકવાક્યતા કરવી, એ જ યોગ્ય છે.

અમે જ્ઞાન કે ઉપાસનાને મુખ્ય માનતા નથી, પણ બ્રહ્મને જ મુખ્ય માનીએ છીએ, તેથી અધ્યારોપાપવાદ સંગતિથી સારી પેઠે એકવાક્યતા થઈ શકે છે. આ પ્રકારના મતને આગળ ધરીને શ્રીમહાપ્રભુજી કારિકામાં જણાવે છે કે—ઉપાસનાને માટે ધર્મોની કલ્પનાનો ઉપદેશ છે એમ કહેનારે તે ધર્મોની કોઈપણ ઠેકાણે વાસ્તવિકતા તો માનવી જ જોઈએ. જો તેમ ન માને તો તે ધર્મોની કલ્પના પણ અયોગ્ય જ ઠરે. જે ધર્મનો આરોપ કરવાનો છે, તે ધર્મ એક ઠેકાણે તો સત્ છે જ એમ મધુવિદ્યામાં નિર્ણય છે જ. એ રીતે જો વાસ્તવિકતા ઉપાધિમાં માનવામાં આવે તો ઉપાધિની સત્તા સ્વીકારવી પડે, અને તેમ કરતાં દ્વૈત થાય. જો ઉપાધિને પણ અવાસ્તવિક કહે તો આરોપનો ઉપદેશ જ અસમ્ભવિત થાય. એ રીતે ઉપાસના અને જ્ઞાનને મુખ્ય માનતાં બ્રહ્મને જ મુખ્ય માનવા જતાં તમે કરો છો તેવી સંગતિ પણ ન જ થાય, અને તેથી વાક્યભેદનું નિવારણ કરવું અશક્ય થઈ પડે. માટે જ ષોડશીના ગ્રહણ અને અગ્રહણમાં અદષ્ટ–દોષ–દુષ્ટ પણ વિકલ્પ સ્વીકારવો પડે છે, તેમ અહીં પણ વિકલ્પ સ્વીકારવો. અને તેથી અહીં પણ એ શ્રુતિઓના બલથી જ ઉભયલિંગત્વ છે. જેમ હાથ, પગ વગેરે પૃથક્ હોવા છતાં પણ પુરુષાત્મકત્વે પુરુષરૂપે એક જ છે, તેમ બ્રહ્મથી જુદું જણાતું જગત્ બ્રહ્માત્મક છે. ભગવાન્ જગદ્રૂપ હોવા છતાં તેથી ભિન્ન છે, તેથી જ તે પુરુષોત્તમ છે.

વિશેષ કહેવાની જરૂર નથી. જે રીતે સર્વ શ્રુતિઓનો અવિરોધ થાય તે જ રીતે સૂક્ષ્મદષ્ટિથી વિચાર કરવો જોઈએ; એમાંથી એક પક્ષનો બાધ કરીને નહિ. આથી જ સ્થૂલાદિકનો નિષેધ અને અકર્તા, અભોક્તા ઇત્યાદિક શ્રુતિઓ નિષેધમુખે જેમ બ્રહ્મનું વર્ણન કરે છે, તેમ સર્વતઃપાણિપાદનું પ્રતિપાદન કરનારી શ્રુતિઓ વિધિમુખે વર્ણન કરે છે. વ્યાસસૂત્રમાં પણ ઉભયલિંગત્વ સ્વીકાર્યું છે જ. તેથી શ્રુતિના બળથી સર્વનો અવિરોધ થાય તે માટે વિરુદ્ધધર્માશ્રયત્વનો સ્વીકાર કરવો જ જોઇએ.

બ્રહ્મમાં સર્વરૂપત્વ કહેવું એ યોગ્ય નથી; કારણકે સર્વ જ દેશ, કાલમાં તેવી પ્રતીતિ થતી નથી! આ શંકાનો પણ જવાબ આપી દે છેઃ—પ્રભુ સચ્ચિદાનંદરૂપ અને જ્ઞાનૈકઘન હોવાથી સદા એકરૂપ જ છે; તેથી ઉપર જણાવ્યા મુજબ સર્વરૂપતામાં આવી શંકા ન જ થઈ શકે.

પ્રભુમાં સર્વ જ વિરુદ્ધ ધર્મો સમ્ભવે છે અને મત્સ્ય, કૂર્મ વગેરે અવતારોમાં તેવી પ્રતીતિ પણ થાય છે; માટે પ્રભુમાં સર્વ કાંઈ શોભે છે. મત્સ્યાવતારમાં એક દિવસમાં માછલું સો યોજન જેટલું વધી ગયું; વરાહ-અવતારમાં ક્ષણમાં પર્વતાકારતા થઈ; સાત વર્ષનું બાળક ગોવર્ધન પર્વત ઉપાડે; દામોદરલીલામાં સ્વલ્પ પણ વ્યાપકતાનો પરિચય કરાવે, ઈત્યાદિ વિરુદ્ધ ધર્મો તે તે કાળમાં અને તે તે દેશમાં જોનારાઓએ જોયા છે જ. માટે આ સિદ્ધાન્ત જ યોગ્ય છે. કેવલ પ્રત્યક્ષનું પ્રમાણ માનનાર કોઈ આઢ્ય આ વાત ન માને તેથી શું?

એ રીતે પ્રપંચદશામાં બ્રહ્મકૈવલ્યની સિદ્ધિ થઈ. તેથી પ્રભુને ભેદભાવ માન્ય નથી એમ પણ સિદ્ધ જ છે. હવે પ્રલયદશામાં પણ કેવળ બ્રહ્મની જ સત્તાનું વર્ણન કરે છે.

પૃથ્વી જલમાં લય પામે, જલ તેજમાં, તેજ વાયુમાં, વાયુ આકાશમાં, આકાશ ઇન્દ્રિયોમાં, ઇન્દ્રિયો તન્માત્રાઓમાં, તન્માત્રાઓ ભૂતાદિમાં, ભૂતાદિ મહાન્‌માં, મહાન્ અવ્યક્તમાં, અવ્યક્ત અક્ષરમાં, અક્ષર તમમાં, તમ પરમાં એક થાય. પરથી અન્ય કાંઈ સત્ નથી, અસત્ નથી. એમ નિર્વાણનું અનુશાસન છે. વેદનું એ જ અનુશાસન છે. આ પ્રકારની શ્રુતિમાં પૃથ્વીથી આરંભીને અક્ષર સુધીનો લય જણાવ્યો છે. તે સર્વ પોતપોતાના કારણમાં લય પામે છે. સર્વના કારણરૂપે રહેલા તમથી પર પુરુષમાં નામરૂપ વિભાગ થઈ શકે નહિ એમ કહેનાર વિશિષ્ટાદ્વૈતવાદીના મતનું પણ નિરસન થઈ જાય છે. લયનો અર્થ **लिङ् श्लेषणे** આ ધાતુથી 'લય' શબ્દ થતો હોવાથી શ્લેષરૂપે-શુદ્ધ ઉદકમાં જેમ શુદ્ધ ઉદક મળે તેમ પૃથ્વીથી અક્ષર સુધીનો લય થાય છે અને તેથી નામરૂપનો વિભાગ થઈ શકતો નથી; પણ તમનો એકીભાવ કહ્યો તેથી સ્વકારણથી સ્વરૂપાભેદ જ સિદ્ધ થાય છે. તેથી જ ઉપસંહારમાં **परस्तान्न सन्** ઈત્યાદિ કહ્યું. એ રીતે મુખ્ય બ્રહ્મવાદ એ જ છે. ૩

એ રીતે **तज्ज्ञान्** એ હેતુનું પ્રથમ શ્લોકમાં સમ્પૂર્ણ વિવેચન કરીને સર્વાત્મા પ્રભુ જ પ્રમેય છે એમ નિશ્ચય કર્યો, ત્યારે પ્રમાણ વ્યર્થ થાય! એવી શંકા થતાં પ્રવૃત્તિનો સંકોચ કરવો એ જ તે તે પ્રમાણવાક્યોનો પ્રતિપાદ્ય અર્થ હોવાથી અને પ્રમાણોનો વિષય ગુણદોષ હોવાથી, એ પણ એક પ્રકારની પ્રભુની લીલા છે એમ પ્રતિપાદન કરવા માટે માયાનું નિરૂપણ કરે છે:—

**ऋतेऽर्थं यत्प्रतीयेत न प्रतीयेत चात्मनि ।**
**तद्विद्यादात्मनो मायां यथा भासो यथा तमः ॥४॥**

**શબ્દાર્થઃ**—અર્થ વિના (પદાર્થ વિના) પણ જે જણાય, પદાર્થ પોતાને વિષે ન પણ જણાય, તેને આત્માની માયા સમજવી. જેમ આભાસ છે, જેમ અંધારું છે.

**શ્રીસુબોધિનીજી**—જે વસ્તુ સ્વરૂપે અન્યથા, હોય તેથી જુદી રીતે ભાસે છે, તે જીવોને વ્યામોહ કરનારી જે માયા પહેલાં જણાવી તેનું કાર્ય છે. તે માયા જીવને વ્યામોહ કરીને તેનાં સમ્બદ્ધ અન્તઃકરણ અને બુદ્ધિ વગેરેને પણ વ્યામોહ કરે છે. તે માયાથી વ્યામોહ પામેલી બુદ્ધિ પદાર્થોને જુદી રીતે માને છે; કાંઇ પદાર્થો અન્યથા હોતા નથી. બુદ્ધિને માટે જ પ્રમાણો અને સાધનોની જરૂર છે. તેમાંથી કેટલાંક બુદ્ધિથી ઉત્પન્ન થયેલા દોષનું નિવારણ કરે છે અને કેટલાંક ગુણોનું સ્થાપન કરે છે. માયા બે પ્રકારે ભ્રમને ઉત્પન્ન કરે છેઃ (૧) વિદ્યમાન વસ્તુનો પ્રકાશ ન કરે અને (૨) અવિદ્યમાનનો—દેશ અને કાલનો વ્યત્યાસ કરીને (દેશકાલને પણ ફેરવીને) અવિદ્યમાનનો પ્રકાશ કરે. આ વાત મૂળ શ્લોકમાં **अर्थमृते यत्प्रतीयेत न प्रतीयेत च** આ પદોમાં જણાવી છે. વિદ્યમાન પદાર્થની પ્રતીતિ ન થાય અને પદાર્થ ન હોવા છતાં પણ પ્રતીતિ થાય; એટલા માટે પદાર્થની યથાર્થતાની પ્રતીતિ માટે જ પ્રમાણની જરૂર છે.

કેટલાક વાદી જગત્‌ને માયિક પણ માને તો છે જ; તેથી વસ્તુ માત્રને માયિક માની લેવામાં કેમ ન આવે ?

અલબત્ત, એમ બની શકે, જો વસ્તુને માયિક માનવામાં તે માયાવાદ વિચારમાં પર્યવસાન પામતો હોય. પ્રમાણભૂત વેદ **सर्वं खल्विदं ब्रह्म** આ સર્વ દષ્ટ અને શ્રુત જગત્ છે, એમ કહે છે. બ્રહ્મવિદ્ પુરુષોની પ્રતીતિમાં પણ જગત્ બ્રહ્મરૂપ છે;

તેથી ભ્રાન્ત પ્રતીતિ કાંઇ અર્થમાં નિયામક નથી, એમ જો માનવામાં ન આવે તો ભ્રમદૃષ્ટિથી ગ્રહણ કરેલું જગત્ ભ્રમરૂપ જ હોય. એટલા માટે વિષયમાં કોઈ વિષયતાને પણ માનવી જોઈએ, જેથી દૃષ્ટિ સવિષયા બની શકે. જો વિષયતા ન માનીએ તો પદાર્થો સ્થિર હોવાથી ભ્રમદૃષ્ટિ નિર્વિષયા થઇ જાય. આથી અન્યત્ર જ સિદ્ધભ્રમિ માયા વડે સમીપસ્થિત વિષયમાં લાવાય છે; કારણ કે તે દૃષ્ટિને અનુસરનારી જ છે. આથી જ અધિકારને અનુસરીને જીવસૃષ્ટિને આગળ ધરીને વ્યામોહિકા માયા વડે જુદી રીતે (ફેરફારથી) પદાર્થો સમ્પાદિત થાય છે. એ રીતે સર્વ જ જગત્‌માં તે માયા બુદ્ધિભ્રમને પેદા કરે છે, અન્યત્ર અન્ય વિષયતાને સમ્પાદિત કરે છે. વિષયતા માયાથી ઉત્પન્ન થાય છે. વિષય ભગવાન્ જ છે. માયાને વિષે જ વિષયતારૂપ ભગવત્સ્વરૂપ પ્રકટ થયું છે. તે વિષયતારૂપ સ્વરૂપ પણ નિઃસ્વભાવ નથી. માયા પણ આત્મશક્તિ હોવાથી નિઃસ્વભાવા નથી. બુદ્ધિ ચિત્‌નો વિલાસ છે, તેથી માયા તેને જ, જ્યાંસુધી બ્રહ્મભાવ થયો ન હોય ત્યાંસુધી વ્યામોહ કરે છે. તે વ્યામોહિકા માયા ભગવદાત્મક સર્વ જ પદાર્થોની વિરુદ્ધ પદાર્થ પેદા કરે છે. ભગદાત્મક પદાર્થો જ્ઞાન ઉત્પન્ન કરે છે. આથી એમ સાબિત થાય છે કે વિષયતાથી ઉત્પન્ન થયેલું જ્ઞાન ભ્રાન્ત છે અને વિષયથી ઉત્પન્ન થયેલું જ્ઞાન પ્રમા છે. એ જે રીતે જગત્‌માં છે તે જ રીતે આત્માને વિષે પણ છે જ. પોતાને વિષે વિદ્યમાન હોય તેનો પ્રકાશ કરે નહિ અને વિદ્યમાન ન હોય તેનો પ્રકાશ કરે.

સર્વ કોઈને થતી પ્રતીતિને અનુસરી જગદ્રૂપ જે વિષય છે, તેને બ્રહ્મથી જુદો જ કેમ ન માનવો ? તે જે કારણથી અવિદ્યમાનનો બોધ કરાવે છે અને વિદ્યમાનનો બોધ નથી કરાવતી, તેથી તેને માયા જ માનવી. કાંઇ વિષય કે ચક્ષુરિન્દ્રિય નિયત સ્વભાવ પદાર્થને જુદી રીતે દેખાડવામાં હેતુરૂપ નથી; જેવો આભાસ છે. દ્વિચન્દ્રાદિ આભાસ માયાથી જ ઉત્પન્ન થાય છે; કાંઈ પ્રતીતિને અનુસરીને બે ચન્દ્ર મનાતા નથી. એ જ રીતે

વિષયતા પણ માયા વડે જ ઉત્પન્ન થાય છે. બુદ્ધિ તો ચિત્નો બિલાસ છે, તેથી તે માયાથી ઉત્પન્ન થતી નથી. જો બુદ્ધિ માયાથી ઉત્પન્ન થનારી હોય તો બ્રહ્મવિદ્ પુરુષોની બુદ્ધિ પણ માયિક જ બને. અને જો એમ બને તો સર્વવિપ્લવ થાય. તેથી બ્રહ્મથી ભિન્ન જુદો વિષય નથી. અને વિષયતા તો માયાજન્યા છે જ.

એ વિષયતા બે પ્રકારની છેઃ એકનું નામ આચ્છાદિકા અને બીજી અન્યથાપ્રતીતિહેતુ. એ બંને પ્રકારની વિષયતા માયાથી જ ઉત્પન્ન થાય છે. જેમ આભાસ માયાથી ઉત્પન્ન થાય તેમ વિષયતા પણ માયાથી જ ઉત્પન્ન થનારી છે.

માયા એવા પદાર્થ પેદા કરે છે એમ શામાટે માનવું; કારણ કે તે તો વ્યામોહ જ કરે છે ? એવી શંકા થતાં બીજું દૃષ્ટાન્ત દેખાડે છેઃ—જેમ તમ છે, અંધારું છે. જેમ અન્ધકાર નામનો પદાર્થ તેજના અભાવથી ઉત્પન્ન થાય છે. જ્યાં તેજનો અભાવ હોય ત્યાં માયા અન્ધકારને પેદા કરે છે. એ જ માયા વ્યામોહિકા છે. આથી જ તે માયા રાત્રિમાં જોનારાં પક્ષીઓ પ્રત્યે અન્ધકારને પેદા કરતી નથી. તે પક્ષીઓ અન્ધકારનો સ્વીકાર કરતાં નથી, પણ તેજના અભાવને જ ગ્રહણ કરે છે. તે પક્ષીઓની દૃષ્ટિ કોમલ હોવાથી ઘણો પ્રકાશ તેમની દૃષ્ટિને પ્રતિબન્ધક છે. તેજનો અભાવ હોવાથી સુખથી વિષયોને ગ્રહણ કરે છે. આપણે માટે પણ તે જ કાંઇ વિષયનો સંસ્કાર કરનાર નથી કે ચક્ષુનો પણ સંસ્કાર કરનાર નથી, પણ તેજના અભાવે માયાએ અંધારું પેદા કરેલું હોવાથી, તે વિષયતા જ દૃષ્ટિનો વિષય બને છે; વાસ્તવિક વિષયદૃષ્ટિનો વિષય બનતો નથી; તેથી જ તેમની નિવૃત્તિને માટે તેજની જરૂર છે. લોકપ્રતીતિ પણ તેવી જ છે. તે વિષયતા નેત્ર વડે ગ્રહણ કરાય છે; વિષયથી જુદી રીતે સ્વીકારાય છે. પરિભ્રમણમાં પણ તેમ જ બને છે. **यथा हि भानोरुदयो नृचक्षुषाम्** ઈત્યાદિ વાકયોમાં પણ તેજ ચક્ષુની સાથે સમ્બદ્ધ તમનો નાશ કરે છે એમ જણાવ્યું છે.

સ્વભાવથી જ તમ–અંધારું કાંઈ કોઈ પદાર્થ નથી. જો વસ્તુતઃ પદાર્થ હોય તો સ્પર્શથી પણ તે જ્ઞાનમાં પ્રતિબંધક બને, અથવા સ્પર્શથી પણ અંધારાનું જ્ઞાન થાય. તમ એ અન્યનું પણ ઉપલક્ષણ છે. આદર્શમાં–દર્પણમાં મુખને ઉત્પન્ન કરે છે. એમ માની શકાતું નથી કે નેત્રકિરણો પાછાં ફરતાં મુખને ગ્રહણ કરે છે. જો તેમ હોય તો આમ સામા મૂકેલા દર્પણોમાં સાભાસપ્રીતિ ન થાય. સામસામા મૂકેલા દર્પણોમાં આ જ મુખ પ્રતિબિમ્બિત થાય છે, એમ કહી શકાતું નથી; કારણ કે સમક્ષ ન હોય તેવી દિશામાં રહેલા પદાર્થોને પણ દર્પણમાં જોઈ શકાય છે. અથવા એ જ આભાસ છે; તેથી દર્પણમાં મુખને ઉત્પન્ન કરે અને તેજના અભાવમાં અન્ધકારને ઉત્પન્ન કરે તેમ, માયા, મોહિત પુરુષની બુદ્ધિમાં પણ બે પ્રકારની વિષયતાને ઉત્પન્ન કરે છે. તેમાંથી એક બ્રહ્મરૂપતાને પ્રકાશતી નથી અને બીજી જગદ્રૂપા વિષયતા છે. એ બંને પ્રકારની વિષયતાની વ્યાવૃત્તિને માટે સર્વ જ પ્રમાણો છે.

**વિવેચન**—ઉપરના શ્લોકમાં **तज्जलान्** તે પ્રભુમાંથી જ સર્વ જન્મે છે, તેમાં જ સર્વની સ્થિતિ થાય છે અને લય પણ તેમાં જ થાય છે એમ સિદ્ધાન્ત સ્થાપ્યો. તેમાં પૂર્વાર્ધમાં સર્વના જનનનો આધાર કહ્યો, ત્રીજા પાદમાં રક્ષણનો આધાર કહ્યો અને ચોથા પાદમાં લયનો આધાર સ્ફુટ કર્યો. એ રીતે **तज्जलान्** એ હેતુને સારી પેઠે સમજાવીને આત્મા જ–પ્રભુ જ–પ્રમેય છે એમ નિરૂપણ કર્યું. એ રીતે સર્વ જ બ્રહ્મરૂપે હોવાથી ગુરુશિષ્યભાવનો અભાવ થતાં અને સાધન તથા ફલના ભાવનો પણ અભાવ થતાં પ્રમાણ જ વ્યર્થ છે એવી શંકા થાય. તેમ જ બુદ્ધિઆદિકના શોધનને માટે યજ્ઞાદિકનું નિરૂપણ કરનાર તથા પ્રાપંચિક પદાર્થોનો ત્યાગ કરી વૈરાગ્યનું નિરૂપણ કરનાર જે પ્રમાણભૂત વેદ છે, તેની સર્વત્ર આત્મબુદ્ધિ થતાં બુદ્ધિશુદ્ધિ અને વૈરાગ્યની જરૂર ન રહેતાં વ્યર્થતા થાય, એવી પણ શંકા કરીને, પ્રવૃત્તિસંકોચપરત્વે અને ગુણદોષવિષયત્વે **बहु स्यां प्रजायेय** ઈત્યાદિ શ્રુતિમાં જણાવ્યા મુજબ બહુભવનેચ્છાના, નિજ એકત્વના અને નિજ ઉત્કર્ષના તિરોધાનથી જીવોને પ્રપંચમાં આસક્તિ થવાથી, અને પ્રપંચમાં રાગથી પ્રવૃત્તિ થવાથી અનિર્મોક્ષ પ્રસંગ ઊભો થશે. **लोके व्यवायामिषमद्य सेवा** ઈત્યાદિ

શ્લોકમાં જણાવ્યા મુજબ પૂર્વકાણ્ડ એ જીવની પ્રવૃત્તિના સંકોચ માટે છે, તેથી પ્રવૃત્તિમાંથી થોડોક વૈરાગ્ય થતાં ઉત્તરકાણ્ડ–પ્રવૃત્તિનિવૃત્તિના ધર્મો અને તેના ફળોનું પ્રતિલોમપણું થતાં ગુણદોષવિષયક છે. માયાથી ઉત્પન્ન થયેલી આસક્તિ એ પણ પ્રમાણને સાર્થક કરનારી એક પ્રકારની ભગવલ્લીલા છે. માયા પ્રમાણથી નિવૃત્ત થવા યોગ્ય છે, તેથી તે માયા પણ ભગવચ્છક્તિ છે, એમ ઉપોદ્ઘાતથી વર્ણવે છે.

જે વસ્તુ સ્વરૂપમાં અન્યથા પ્રતિભાસે છે તે માયા છે, એમ કહેવાનો અર્થ એ છે કે માયાથી તે વસ્તુ જુદી જ વસ્તુ હોય તેમ ભાસે છે. તે જીવની શક્તિ હોવાથી, જીવની મુક્તિ થતાં જીવ અભિમાનશૂન્ય થાય ત્યારે માયાનું કાંઈપણ પ્રયોજન બાકી ન રહેતાં, જીવ મુક્ત ન થાય તે માટે જીવને વ્યામોહ કરવો એ તેનું કાર્ય હોય, તે યોગ્ય છે; પરન્તુ પ્રપંચમાં ભેદ ઉત્પન્ન કરે તેવો ભ્રમ પેદા કરવાનું કાંઈપણ પ્રયોજન નથી; તેમ જ ભેદ-ભ્રમ ઉત્પન્ન કરે તેવાં સાધનો પણ નથી, તેથી ભેદભ્રમ ઉત્પન્ન કરવો, એ તેનું કાર્ય ન હોઇ શકે; માટે ભેદજ્ઞાન એ કાંઇ ભ્રમ નથી, પણ પદાર્થો જ અન્યથા છે, એવી દલીલ ઊભી ન થાય, તે માટે શ્રીમહાપ્રભુજી જણાવે છે કે તે માયા જીવને વ્યામોહ કરીને જીવસમ્બન્ધી અન્તઃકરણ અને બુદ્ધિ વગેરેને પણ મોહ પમાડી દે છે, જેથી મોહ પામેલી બુદ્ધિ પદાર્થોને અન્યથા માને છે. જો એમ ન કરે તો જીવને જગત્‌ની બ્રહ્માંશસ્ફૂર્તિ થતાં, માયાને મૂકી દઇને બ્રહ્મને માટે જ પ્રયત્ન કરે. તેથી જેમ તેને મોહ થાય તેમ માયા કરે છે.

ભલે, એવો ભાસ થાય, તે ઉપરથી પ્રમાણની સાર્થકતા શી રીતે કહો છો ? પ્રમાણ અને સાધનો બુદ્ધિને માટે જ છે. કેટલાંક બુદ્ધિથી ઉત્પન્ન થયેલા દોષોનો નિરાસ કરે છે અને કેટલાંક ગુણનું સ્થાપન કરે છે. તેથી પ્રમાણ અને સાધનો દોષની નિવૃત્તિ અને ગુણની સ્થાપના યથાર્થ રીતે કરે છે, એટલે જ તેનો ઉપયોગ પણ છે.

માયા બે પ્રકારે ભ્રમ ઉત્પન્ન કરે છેઃ વિદ્યમાનનો પ્રકાશ ન કરીને અને અવિદ્યમાનનો પ્રકાશ કરીને. એમ બંને પ્રકારનો ભ્રમ માયાનું કાર્ય છે. જો વસ્તુને જ તેમ માનીએ તો સર્વ જ બ્રહ્મ હોવાથી પદાર્થ આપણી દૃષ્ટિને ગોચર–પ્રત્યક્ષ ન થાય, પણ તેમ ન હોવાથી તે ભ્રમ માયાએ જ ઉત્પન્ન કર્યો છે.

કેટલાક વાદીઓ જગત્‌ને માયિક સ્વીકારે છે. તેમના મતનું સમર્થન તેઓ

**इन्द्रो मायाभिः पुरुरूप ईयते, अनृतापिधानाः, वाचारंभणं विकारः, मायां तु प्रकृतिं विद्यात्** ઇત્યાદિ શ્રુતિથી કરે છે. તેનો જવાબ એ છે કે પ્રમાણભૂત વેદ જ **सर्वं खल्विदं ब्रह्म** કહે છે અને બ્રહ્મવેત્તાઓનો અનુભવ પણ તેવો જ છે. જો ઉપાસનાને માટે તેમ કહ્યું છે, એમ કહેવામાં આવે તો **तज्जलान्** એ હેતુ વ્યર્થ થાય. એ હેતુની ઉક્તિ વિના પણ વિધાન-માત્રથી ઉપાસના નિર્વિઘ્ને સિદ્ધ થઇ શકે છે. માટે જગતને માયિક માનવું યોગ્ય નથી. વળી **सर्वं यदयमात्मा,** આ સઘળું આત્મા છે; **स वै सर्वमिदं जगत्** તે જ આ સર્વ જગદ્રૂપે છે; **स भूतं स भव्यम्** તે જ ભૂત અને ભવિષ્ય છે; ઇત્યાદિ બીજી શ્રુતિઓ પણ જગતને બ્રહ્માત્મક જ કહે છે.

**इन्द्रो मायाभिः** આ શ્રુતિનો વિરોધ પણ નથી, કારણ કે બહુત્વવિશિષ્ટ **माया** પદથી અવિદ્યાનું ગ્રહણ ન થઈ શકતું હોવાથી પુરુરૂપ જ્ઞાનકરણત્વે ઉલ્લેખ હોવાથી ઇન્દ્રિયની વૃત્તિઓનું જ ત્યાં ગ્રહણ થાય; તેથી માયાનું બહુભવનત્વ–બહુરૂપપણું–અશક્ય છે.

વળી, માયા વડે પુરુરૂપ થવામાં વિવક્ષા હોય તો મંત્રના પૂર્વાર્ધમાં **मायाभिः** એમ બહુવચનનો પ્રયોગ ન કરતાં એકવચન જ કહે. સહોચ્ચા-રણથી–સમભિવ્યાહારથી–આ અર્થ પ્રાપ્ત થાય છે, એમ પણ ન કહી શકાય. તેમ થતાં પૂર્વોક્ત અનુવાદત્વે પુરોવાદની વિલક્ષણતા અશક્ય બને. અર્થનો નિર્ધાર કરવા માટે સમભિવ્યાહાર છે એમ પણ ન માનવું, કારણ કે તેમાં કાંઇ વિનિગમક–પ્રમાણ નથી.

વળી, આ વાકય મધુ–બ્રાહ્મણમાંનું છે. ત્યાં અને મૈત્રેયી બ્રાહ્મણમાં કહેલા વાકયમાં આત્માનું પૃથિવ્યાદિકને વિષે વિદ્યમાનત્વ, અમૃતત્વ, બ્રહ્મત્વ અને સર્વાત્મકત્વ જણાવીને **पुरश्चक्रे द्विपदः** ઈત્યાદિ વડે પુરનું કરણ, તેઓને વિષે પ્રવેશ, અને સર્વનું તત્સંવૃતત્વ પણ કહ્યું છે. તેથી ભેદ પ્રાપ્ત થતાં **सर्वं समाप्नोषि ततोसि सर्वः** સર્વને મેળવીશ અને તેથી તું સર્વ થઇશ, એમ જણાવ્યું. એમ વ્યાપ્તિકૃત ગૌણી સર્વાત્મકતા થશે! એવી શંકાનું વારણ કરવા માટે **रूपं रूपं** ઇત્યાદિ મંત્ર કહ્યો છે. અને તેનું વિવરણ **अयं वै** ઇત્યાદિ મંત્ર કર્યું છે. તેનું જ સ્વરૂપ સમજાવતાં જે અપૂર્વ છે, અનપર છે, અન્તર છે, અબાહ્ય છે ઈત્યાદિ શ્રુતિ કહીને "આ આત્મા બ્રહ્મ છે" એમ પણ ઉપસંહારમાં પ્રતિપાદન કર્યું. એ રીતે ઉપક્રમ અને ઉપસંહાર તથા વિવરણમાં માયા વિના જ આત્માનુ સર્વસ્વ કહ્યું છે. સ્વરૂપનું કથન કરતાં પૂર્વત્વાદિકના નિષેધથી પ્રાપ્ત શૂન્યત્વાદિના ભ્રમનું નિવારણ કરવા માટે **सर्वानुभूः**

સર્વાનુભવ કરનાર તરીકે સ્વરૂપની ઉપપત્તિ પણ કરી આપી છે. તેથી ત્યાં **માયા** પદથી ઇન્દ્રિયવૃત્તિનું જ ગ્રહણ થાય છે. અનેકાર્થકોશમાં **માયા**નો અર્થ શકિત બતાવ્યો છે જ. તેથી જ ઇન્દ્રિયવૃત્તિથી ઇન્દ્રના અનેક રૂપનું વર્ણન છે. એ રીતે **इन्द्रो मायाभिः** આ શ્રુતિનો વિરોધ જરાય નથી.

એ જ રીતે **अनृतापिधाना** ઇત્યાદિ શ્રુતિ પણ છાંદોગ્યમાં દહરને જાણનારનાં કામોનો ઉપક્રમ કરીને પ્રવૃત્ત થઇ છે. તેથી ત્યાં **अनृत** શબ્દ કોઇ "મિથ્યા" એ અર્થનો વાચક નથી; પણ તૈત્તિરીયમાં બહુભવનનું વર્ણન કરતાં **सत्यं चानृतं च सत्यमभवत्–यदिदं किञ्च तत्सत्यमित्याचक्षते** ઇત્યાદિમાં જણાવ્યા મુજબ **अनृत** શબ્દથી વાચ્ય ભગવાનનું જ રૂપાન્તર છે. વળી **अपिधान** શબ્દથી પણ સમજાય છે કે મિથ્યા હોય તો તેનું અપિધાન થઇ શકે નહિ. માટે તે અનૃત પણ પ્રભુના રૂપાન્તરનું જ નામ છે.

છીપમાં ચાંદી દેખાય છે ત્યાં પણ, બુદ્ધિની વૃત્તિ તો સત્ય જ છે અને તે બુદ્ધિવૃત્તિ રજતરૂપે અન્તરાખ્યાનથી–અન્તરાબુદ્ધિનું જ વિધાન છે; નહિ કે શુક્તિનું. જો તેમ ન હોય તો પ્રતિયોગિભેદે ત્યાં એક સાથે ભ્રમ અને પ્રમા એ બંનેની ઉત્પત્તિ થાય. પ્રકૃતમાં પણ **काम**પદથી કામ્ય અર્થનો જ સંગ્રહ છે. તેનું અપિધાન શરીરાદિ લૌકિક અર્થથી અભિપ્રેત છે; નહિ કે અનિર્વચનીયથી. સંસ્કારની પ્રબલતાથી જ ખ્યાનોપપત્તિ થતાં અનિર્વચનીય તત્કલ્પના, યુક્તિથી બાધિત છે. આ પ્રકારની (ઉપરની શ્રુતિઓમાં જે પ્રસંગોનું વર્ણન છે તે પ્રકારની) વિદ્યાવાળાને ખ્યાનનો અસમ્ભવ હોવાથી--અને જો સંભવ હોય તો કામની પણ સત્યતાનો અસંભવ હોવાથી શ્રુતિનો જ વ્યાકોપ; તેથી તેવી સ્થિતિમાં **अनृत**શબ્દથી માયિક અભિપ્રેત છે. એ રીતે કયાંય વિરોધ પ્રાપ્ત થતો જ નથી.

"**वाचारंभण**" શ્રુતિનો પૂર્ણપણે વિચાર **तदनन्यत्व** સૂત્રમાં કરેલો જ છે. ત્યાં ઘટશરાવાદિમાં આકૃતિનો ફેરફાર હોય તો તો નામથી જ આરંભ થાય છે, સ્વરૂપે થતો નથી; તેથી એકવિજ્ઞાનથી સર્વવિજ્ઞાન શકય જ છે. તેથી નામમાત્રથી આરબ્ધ હોવાથી વિકાર નામધેય છે. રૂપ નથી; કારણ કે રૂપ તો કારણથી અભિન્ન જ છે. કારણભૂત મૃત્તિકારૂપે જ સત્યતા સર્વવિજ્ઞાન માટે અભિપ્રેત છે; તેથી જ્ઞાનથી વિકલ્પબુદ્ધિનો બાધ થાય; પણ કાર્યબુદ્ધિનોય બાધ થઇ શકતો નથી. વાચસ્પતિમિશ્ર ભામતીમાં જણાવે છે કે—**तदनन्यत्वसूत्र**માં ભેદનો વ્યાસેધ જ કરાયેલો છે, અભેદનો બોધ કરાયો નથી; તે

યોગ્ય નથી; કારણ કે તેમાં તેવું પ્રમાણુ મળતું નથી. વ્યાસેધ થતાં અભેદમાં પણુ ભેદ થતાં તેનું પર્યવસાન અભેદમાં જ થાય છે. તેથી ત્યાં પણુ માયિતા અભિપ્રેત થતી નથી, તેથી તેનોય વિરોધ નથી.

**मायां तु प्रकृतिं विद्यात्** એ શ્વેતાશ્વતરનું વાક્ય માયાનું પ્રકૃતિત્વ જ દેખાડે છે; તેથી તેનું કે જગત્‌નું માયિકત્વ સિદ્ધ થતું નથી. બ્રહ્મથી ભિન્ન હોવાને લીધે માયિકત્વ સમજવું, એમ પણુ કહી શકાય નહિ. **पूर्ववद्ध्रा** ધ્રત્યાદિ ન્યાયે બ્રહ્મ જ જગદ્રૂપે થતાં ભેદ રહેતો નથી. **प्रकृतिर्यस्योपादान-माधारः पुरुषः परः। सतोऽभिव्यञ्जकः कालो ब्रह्म तत् त्रितयं त्वहम्**— જેનું ઉપાદાનકારણુ પ્રકૃતિ છે, આધાર પર પુરુષ છે, સત્‌ને પ્રકટ કરનાર કાલ છે, તે ત્રણે બ્રહ્મ છે-તે ત્રણે હું છું—એમ કહેવાનું છે જ; તેથી તેનો પણુ વિરોધ નથી. આથી વેદમાં સર્વત્ર જગતને બ્રહ્મનું તાદાત્મ્ય કહીને બ્રહ્મથી અભિન્ન જ જણાવ્યું છે; તેથી, જગતનું માયિકત્વ આદર કરવા યોગ્ય નથી.

હવે—જો એમ કહેવામાં આવે કે પ્રતીતિ જુદી રીતે થાય છે, તેની ગતિ શી રીતે થાય ? તેનો જવાબ આપે છે કે—બ્રહ્મવિદ્દ્ પુરુષોની પ્રતીતિ-બ્રહ્મ જગદ્રૂપ છે એવી જ છે—એટલે પરિણુત-સર્વભૂત-બ્રહ્મથી અભેદવાળી પ્રતીતિ છે. શ્રુતિ પણુ બ્રહ્મવિદ્દ પુરુષોની પ્રતીતિનું વર્ણુન કરતાં જણાવે છે કે **तदिदमप्येतर्हि य एवं वेद**-તે, અત્યારે જગદ્રૂપ છે એમ જે બ્રહ્મવિદ્ જાણે છે—તેથી, પ્રતીતિનોય વિરોધ નથી. જો એમ કહો કે પરપ્રતીતિની અપેક્ષાએ સ્વપ્રતીતિ જ યોગ્ય છે-અમે બ્રહ્મને જગદ્રૂપ જોતા નથી, અને જગત્ માયિક જ દેખાય છે! ત્યાં જણાવે છે કે ભ્રાન્તપ્રતીતિ કાંઈ અર્થનિયામક નથી; તેથી તેવી પ્રતીતિ અપ્રયોજક છે. આપણી પ્રતીતિ ભ્રાન્તપ્રતીતિ શી રીતે હોય, તેનું સમાધાન એ રીતે છેઃ—જો એમ ન માનીએ તો ભ્રમદષ્ટિએ ગૃહીત જગત્ ભ્રમરૂપ જ બને. જો ભ્રાન્તપ્રતીતિને અર્થનિયામકત્વે સ્વીકારાય તો, જો ભ્રમદષ્ટિ અત્યન્ત અસત્‌નું જ અવગાહન કરનારી થાય તો, ગગનકુસુમ જેવા પદાર્થોનુંય અવગાહન કરે. અને સત્‌નું અવગાહન કરનારી હોય તો પદાર્થો જ અન્યથા થાય. એમ ન હોવાથી ઉક્ત મત યોગ્ય નથી. જો માયિકનું અવગાહન કરનારી ન હોય તો, નિર્વિષયા થાય; પણુ તે સવિષયા તો છે જ, અને પૂર્વોક્ત બંને પ્રકારોનું અવગાહન કરનારી પણુ નથી, તેથી માયિકવિષયા છે. જ્યારે વસ્તુસ્થિતિ જ આ પ્રકારે છે ત્યારે ભ્રમનો વિષય પણુ માયિક જ હોય. એ રીતે તેને માયિક કહેવામાં

બાધ નથી. એ રીતે લોકસિદ્ધભ્રમનો વિષય માયિકનું માયિકત્વ સિદ્ધ થતાં પ્રકૃતમાં પણ શ્રુતિથી વિરુદ્ધ અવગાહન કરનારી આપણી દૃષ્ટિ ભ્રાન્ત હોવાથી તેનો વિષય જગત્ પણ માયિક છે, એમ સિદ્ધ થશે જ !

આ દલીલનું સમાધાન કરવા માટે શ્રીમહાપ્રભુજી આજ્ઞા કરે છે કે એટલા માટે વિષયમાં કોઈક વિષયતા છે, એમ માનવાની જરૂર છે. વિષયમાં એટલે ભ્રમદૃષ્ટિની વિષયકોટિમાં, વિષયતા= વિષયની સાથે અસમ્બદ્ધ પણ સમ્બદ્ધત્વે ભાસમાન કોઈ પદાર્થ=સ્વીકારવી. તેમાં હેતુ પણ જણાવે છે—જેથી દૃષ્ટિ સવિષયા બને.

દોષને લીધે અન્યથાખ્યાનાદિ સમ્ભવ હોવા છતાં (અન્યથાખ્યાતિ ન માનતાં) વિષયતાનો અંગીકાર શા માટે કરવો? આ દલીલના જવાબમાં જણાવે છે કે જો વિષયતાનો સ્વીકાર કરવામાં ન આવે તો ભ્રમદૃષ્ટિ નિર્વિષયા થઈ જાય; માટે વિષયતાનો સ્વીકાર આવશ્યક છે. દોષ ખ્યાનમાં સામગ્રીરૂપ છે, પણ કાંઈ પદાર્થના અન્યથાત્વમાં સામગ્રીરૂપ નથી. તેમાં પણ–ખ્યાનમાં સામગ્રીરૂપતામાં–પણ દોષ હોય તો વાસ્તવિક શું અને અન્યથા શું તેનો વિવેક ન રહેતાં ભ્રમનો જ ઉચ્છેદ થશે; તેથી જ વિષયતાની જરૂર છે.

એ રીતે વિષયતાને સિદ્ધ કરીને પ્રકૃતિમાં ભ્રમની સામગ્રીનું નિરૂપણ કરે છે. આથી જ અન્યત્ર સિદ્ધભ્રમિ માયા વડે સમીપસ્થ પદાર્થમાં સ્થાપિત થાય છે; એટલે કે દૃષ્ટિ અને વિષયની વચમાં, માયા વડે વિષયતાનું સ્થાપન થતું હોવાથી—એ વિષયતાનું આણવું, એ જ ભ્રમની સામગ્રી છે. આ ઉપરથી એમ સિદ્ધ થાય છે કે–અધિકારને અનુસરીને જીવસૃષ્ટિને ધ્યાનમાં રાખી વ્યામોહ કરનારી માયા વ્યત્યાસથી–ફેરફારથી–પદાર્થો રજૂ કરે છે. એ રીતે સર્વ જ જગત્‌માં તે માયા ભ્રમને પેદા કરે છે; અન્ય ઠેકાણે અન્ય વિષયતાનું સમ્પાદન કરે છે.

આ ઉપરથી એમ સાબિત થાય છે કે વિષયતા માયાથી ઉત્પન્ન થાય છે અને વિષય ભગવાન્ છે.

પણ, જો એ રીતે માયા, વ્યત્યાસ–સામગ્રીથી વિષયતા ઉત્પન્ન કરે તો આપના મતમાંય ભ્રમનો ઉચ્છેદ પ્રાપ્ત થાય જ. આ પૂર્વપક્ષનું સમાધાન કરવા માટે કહે છે કે—માયા, વ્યત્યાસ સામગ્રીથી માયિક જ પદાર્થ લાવે છે, સત્ય પદાર્થ આવતો નથી; તેથી ભ્રમનો ઉચ્છેદ પ્રાપ્ત નથી. જો એમ કહેવામાં આવે કે દૃષ્ટિ અને વિષયની વચ્ચે વિષયતા રહે છે–તો તેથી આવરણનો જ સમ્ભવ થયો–વિક્ષેપનો સમ્ભવ નથી; ત્યારે ભ્રમ કેમ થાય ?

આ આક્ષેપનો જવાબ એ રીતે છે–માયામાં જ વિષયતારૂપ ભગવત્સ્વરૂપ પ્રકટ છે. તે પણ નિઃસ્વભાવ નથી. માયા પણ આત્મશક્તિ હોવાથી નિઃસ્વભાવ નથી. એ રીતે શક્તિ આવશ્યક હોવાથી, કાર્યનો વિક્ષેપ થતાં માયા અને વિષયતાથી બુદ્ધિનો વ્યામોહ થતાં ભ્રમ થાય છે; કારણકે બુદ્ધિ તો ચિત્નો વિલાસ જ છે. ચિદ્વિલાસ એટલે જ ચિદ્ધર્મ. એ રીતે જેમ લોકમાં ચાક્ષુષ ભ્રમ–નેત્રથી ઉત્પન્ન થનાર ભ્રમ–ના સ્થલમાં દૃષ્ટિ સાથે વિષયનો સમ્બન્ધ ન થતો હોવાથી—વિષયતાની ઉપલબ્ધિ ન હોવા છતાં–તદનુગ્રાહિકા જે બુદ્ધિ, તે પણ અદુષ્ટ હોવાથી તેની સાથે ભ્રમણ સંબદ્ધ નથી એવો નિશ્ચય કરીને બુદ્ધિભ્રમમાં વિચારથી નિર્ણય થાય, તેમ શાસ્ત્રથી, ઉત્પત્તિ–નાશ–માયિકતાનો પણ સંબંધ પ્રપંચ સાથે નથી એવો નિશ્ચય થઈ શકે છે; તેથી જ જગત્ માયિક નથી. છતાં આવી પ્રતીતિઓનો બાધ થતો ન હોવાથી તેને ભ્રમ કહેવાનું કારણ શું, એમ જો શંકા કરવામાં આવે તો તેના નિર્ણય માટે કહે છે કે જ્યાંસુધી બ્રહ્મભાવ નથી ત્યાંસુધી જ ભ્રમ નથી એવી પ્રતીતિ થાય છે; પણ બ્રહ્મભાવ થતાં તે પ્રતીતિનો બાધ થઈ જતો હોવાથી તેવી પ્રતીતિઓ ભ્રમ છે એવો નિશ્ચય પણ થાય છે જ. એ રીતે જ કાલવિભાગ-માંય હેતુ દર્શાવે છે કે–તે વિષયતા ભગવદીય સર્વ પદાર્થોનો વિરોધ કરે છે.

એ રીતે શ્રુતિથી અને વેદથી તેમ જ બ્રહ્મવિદ્‌ની પ્રતીતિથી પણ જગત્ માયિક છે એમ સાબિત થતું નથી, તેથી કેવલ ભ્રાન્તપ્રતીતિને આધારે, અને ભ્રાન્તપ્રતીતિ પણ માયિકત્વે વિચારમાં પર્યવસાન પામતી હોવાથી, જગત્ માયિક નથી, પણ વિષયકોટિના વિભાગથી માયાજનિત જ્ઞાન જ માયિક છે. આથી જ એવો સિદ્ધાન્ત સ્થાપન કરીએ છીએ કે–વિષયતાથી ઉત્પન્ન થનારું જ્ઞાન ભ્રાન્ત છે અને વિષયથી ઉત્પન્ન થનારું જ્ઞાન પ્રમા છે. એ જ રીતે જેમ જગત્માં છે તેમ જ આત્મામાં પણ ભ્રમ અને પ્રમા સમજી લેવાની જરૂર છે. વિષયતા આત્મામાં રહેલા બ્રહ્મતાદાત્મ્યને પ્રકટ કરતી નથી અને અવિદ્યમાન જે ભેદ અને દૈન્યાદિક તેને પ્રકટ કરે છે.

અહીં ભેદવાદી કહે છે કે આટલો શ્રમ કરીને અભેદ સાધો છો તેના કરતાં સાર્વજનીન પ્રતીતિને અનુસરીને જગત્ અને બ્રહ્મનો ભેદ જ કેમ સ્વીકારી લેતા નથી? શ્રીમદ્‌ભાગવતમાં તેનું સમાધાન એ છે કે તે માયા પણ જો બ્રહ્મથી જુદી હોય તો જ ભેદ માની શકાય. માયા તો આત્મમાયા હોવાથી શક્તિરૂપ જ છે. **तद्विद्यादात्मनो मायाम्** । કારણ એ છે કે તે અવિદ્યમાનને જ પ્રકાશે છે અને વિદ્યમાનને પ્રકાશતી નથી, તેથી તે માયા જ છે. માયા પ્રભુથી જુદી તો નથી જ. તે માયા ઉપર જણાવેલા ભ્રમનું

કારણ છે; તેથી માયા ભગવચ્છક્તિ છે. માયાનું કાર્ય ભ્રમ છે; તેથી ભેદ માની શકાતો નથી. તે ભ્રમને માયા જ માનવી યોગ્ય છે. માયા ભ્રમમાં કારણરૂપ છે તેમાં હેતુ એ છે કે, વિષય કે નેત્ર, નિયતસ્વભાવવાળાં જડ છે, તે કાંઈ અન્યથાપ્રતીતિમાં કારણ નથી; તેથી માયા જ કારણ છે એ સિદ્ધ જ છે. એ રીતે, પ્રતીતિના નિયામકત્વે જે દોષ સ્વીકારાય, તે સાક્ષાત્ કે પરમ્પરાથી, કોઈ પણ રીતે, માયાથી ઉત્પન્ન થનારો છે. માયા વિના ભ્રમનો નિર્વાહ નથી. એ રીતે અન્યથાનુપપત્તિ જ માયાને કારણ માનવામાં પ્રમાણ છે. સાર્વજનીન પ્રતીતિનો વિષય જે ભેદ તે વિષયતારૂપ કેમ છે તે સમજાવી આપવા માટે દૃષ્ટાન્ત મૂક્યું છે: **यथा भासो यथा तमः ।** (શ્રી-સુબોધિનીજીમાં આ વાક્યનો અર્થ સમજાવી દીધો છે).

એ રીતે પ્રતીતિમાત્રથી જગત્‌ને મિથ્યા કહેવું યોગ્ય નથી; કારણકે શ્રુતિથી અને બ્રહ્મવિદ્‌ની પ્રતીતિથી પણ જગત્ અને આત્મા બ્રહ્માત્મક જ છે, એમ નિશ્ચય થાય છે.

આભાસની વિષયતા માયાથી ઉત્પન્ન થાય છે, એ મત અસંગત જણાય છે. આભાસ કાંઈ માયાથી ઉત્પન્ન થતો નથી; કિન્તુ અભિન્નમાં ભેદબુદ્ધિ માત્ર ઉત્પન્ન થાય છે; તેથી જ્ઞાન જ માયિક છે, નહિ કે વિષય પણ માયિક છે. વિષય તો વાસ્તવિક રીતે સત્ જ છે. તેથી આભાસવિષયતાને માયાજન્ય ન કહી શકાય. આ પ્રકારના પૂર્વપક્ષનું નિરસન કરીને શ્રીમહા-પ્રભુજી કહે છે કે–બુદ્ધિ ચિદ્વિલાસ હોવાથી માયાથી ઉત્પન્ન થતી નથી. જો બુદ્ધિ પણ માયાથી જન્ય હોય તો બ્રહ્મવિદ્‌ની બુદ્ધિ પણ તેવી હોય. એ રીતે અવચ્છેદથી માયિકત્વ માનતાં અનિર્મોક્ષ પ્રસંગ પ્રાપ્ત થતો હોવાથી વિષયતા જ માયિક છે એમ વિષયદ્વારા સમ્ભવે છે. તેમ માનતાં બે અધ્યાસ માનવાની જરૂર પડે અને તેમ કરવા જતાં ગૌરવ દોષ આવે. તેથી ટૂંકાણમાં વિષયતાને જ માયિક માનવી એ જ યોગ્ય છે.

ઉપર જણાવ્યા મુજબ વિષયતાને સિદ્ધ કરીને તેના બે પ્રકારો પણ કહે છે: (૧) આચ્છાદિકા અને (૨) અન્યથાપ્રતીતિહેતુ. તે બંને પ્રકારની વિષયતા માયાથી જ ઉત્પન્ન થાય છે, **यथा भासः** જેમ આભાસ છે તેમ.

વાદી ફરીથી તેની તે જ વાતમાં પૂર્વપક્ષ ઊભો કરે છે કે, માયા એ રીતે પદાર્થ શી રીતે ઉત્પન્ન કરી શકે, કારણકે તે તો વ્યામોહને જ ઉત્પન્ન કરનારી છે? તેથી માયા વિષયતાને લીધે તેવા જ પદાર્થો પણ ઉત્પન્ન કરે છે એમ કહેવું યોગ્ય નથી. તાત્પર્ય એ કે ઉપર મુજબ વિચાર કરતાં,

જ્ઞાનાખ્યાસ કહેવો યોગ્ય નથી. માયા પદાર્થને પણ પેદા કરે છે, એમ કોઈ પણ સ્થળે સિદ્ધ કરવામાં આવ્યું નથી, તેથી અર્થાખ્યાસ પણ યુક્ત નથી; તેથી બીજી ખ્યાતિ માનો અથવા જગતને ભિન્ન માનો.

આ પ્રકારના પૂર્વપક્ષનું સમાધાન કરવા માટે માયા પદાર્થને શી રીતે ઉત્પન્ન કરે છે, તે પણ જણાવી દે છે–**યથા તમઃ** જેમ તેજનો અભાવ થતાં અન્ધકાર પેદા થાય તેમ માયા પણ પદાર્થાન્તરને ઉત્પન્ન કરે.

અન્ધકાર તેજનો અભાવ પેદા કરે છે એમ કહેતાં અભાવ પદાર્થાધિકરણક બને છે. તેવું પદાર્થાધિકરણત્વ અભાવનું ક્યાંય દેખાતું નથી! એવી શંકાનો પરિહાર કરવા માટે શ્રીમહાપ્રભુજી કહે છે કે જ્યાં તેજનો અભાવ થાય ત્યાં માયા અન્ધકારને ઉત્પન્ન કરે છે; એટલે કે અભાવને અધિકરણરૂપ અમે કહેતા નથી, પણ સહકારિત્વે કહીએ છીએ; તેથી કોઇ પણ પ્રકારે દોષ નથી.

હવે, અન્ધકાર પદાર્થ એ તેજનો અભાવમાત્ર છે કે પદાર્થાન્તર છે તેનો પણ નિર્ણય કરે છે. નૈયાયિકો તેજનો અભાવમાત્ર માને છે. તેઓ કહે છે કે જો પદાર્થાન્તર હોય તો બિલાડીને તમ–અન્ધકાર ચાક્ષુષ છે એમ કહેવું પડે. પણ તેમ નથી. જો કહો કે બિલાડી વગેરે પ્રાણીઓને પણ વિષયાન્તર ચાક્ષુષ પ્રતિબંધતાની આપત્તિ થાય જ; આથી, તેજનો અભાવ હોય તેવા સ્થલમાં તે પ્રાણીઓ નેત્રતેજના સંયોગની અપેક્ષા ધરાવતાં ન હોવાથી વસ્તુને જોઇ શકે છે. આટલું જ કહેવાથી અહિતાર્થ થઈ શકે છે; તેથી તેજનો અભાવ એ જ તમ છે; જુદો પદાર્થ નથી.

આ પૂર્વપક્ષનું સમાધાન કરતાં શ્રીપુરુષોત્તમજી મહારાજ જણાવે છે કે–જેમ નટાદિક જેની દષ્ટિને વ્યામોહ કરે તેને જ માયિક પદાર્થો પણ દેખાડે, અન્યને નહિ; તેમ માયા પણ જેની દષ્ટિને વ્યામોહ કરે તેને જ અંધારું દેખાડે. તમ ચાક્ષુષ હોવાથી અને દષ્ટિને વ્યામોહ કરનાર હોવાથી કાર્યકારણ ભાવસિદ્ધ છે. બિલાડી વગેરે પ્રાણીઓની દષ્ટિ દોષરહિત હોવાથી તેમની પ્રત્યે માયા તમને ઉત્પન્ન કરતી નથી. એ રીતે આપણી જ દષ્ટિની વિષમતાને લીધે તેવા અધિકરણમાં તમની સિદ્ધિ થાય છે. તેજનો અભાવ જ તમ હોવાથી વિષયની અનુપપત્તિ નથી, એમ પણ ન કહેવું; કારણકે તમનું નીલરૂપ ચાક્ષુષ છે. તેજનો અભાવ માનતાં તેમાં બાધ પ્રાપ્ત થશે. તેજોભાવવત્ત્વ નીલચાક્ષુષમાં કહેવું યોગ્ય નહિ થાય.

નૈયાયિક હવે એક બીજી દલીલ કરે છે કે–ભ્રમ વિશિષ્ટજ્ઞાન છે; અને વિશિષ્ટજ્ઞાન વિશેષના જ્ઞાનથી ઉત્પન્ન થાય છે; તેથી પ્રકૃત ભ્રમને (તમને)

પણ તેવો જ માનવો પડે છે; માટે જ તે ચાક્ષુષ છે એમ માનવું યોગ્ય છે. ચક્ષુની સાથે સંયુક્ત વિશેષણતારૂપ–વિશેષભાન–સામગ્રી પ્રત્યે તેના વિશેષજ્ઞાન માત્રની જ આવશ્યકતા હોવાથી વિશેષણ બનેલા નીલરૂપનો અભાવ હોય તોપણ તે જ્ઞાન થઇ શકે; તેથી નીલરૂપ અને તેજનો અભાવ એ બંનેનો અસંસર્ગગ્રહમાત્ર થતાં તેવો ભ્રમ પણ ઉત્પન્ન થતો હોવાથી—નીલચાક્ષુષના અભિમાનમાત્રથી જ કાંઈ તમોરૂપની સિદ્ધિ નથી. આ દલીલના ઉત્તરમાં જણાવે છે કે નીલજ્ઞાન સ્મરણાદિકરૂપ છે એમ કહેવું અશકય હોવાથી તેમાં ચાક્ષુષ અભિમાન છે એમ પણ ન જ કહી શકાય; તેથી સંયોગથી ઉત્પન્ન થનારી વિશેષણતાનો સ્વીકાર કરીને નીલરૂપનો બાધ ન થઈ શકે.

અન્ધકારનું નીલરૂપ સ્મરણરૂપ છે એમ માનવામાં શું બાધક છે તે પણ દેખાડે છે. અમાસની રાત્રે ચૂનાથી ધોળેલા ઘરમાં દિવસ સંબંધી વાતચીત કરનારને સમાન અદષ્ટ ચિન્તાવાળા સંસ્કારોદ્બોધકનો અભાવ હોવાથી, તેવું સ્મરણ જ ન થઈ શકે. અદષ્ટ જ ઉદ્બોધક થશે એમ પણ માની શકાતું નથી. દષ્ટસામગ્રી વિના અદષ્ટ કાંઇ જ કરી શકે નહિ. ઉપનીતભાનરૂપ જ નીલજ્ઞાનમાં કારણ છે એમ પણ ન કહેવાય. માનસ ઉપનીતભાનત્વમાં ઉપનાયક કે સ્મરણ અથવા સંસ્કાર તે વેળા છે એમ કહેવું અશકય હોવાથી તેવું ભાન જ ન થાય. ચાક્ષુષ ઉપનીતભાનત્વ પણ તેવે સ્થળે અસંગત છે. ચક્ષુમાં રહેલું નીલત્વ ત્યાં આરોપિત છે એમ માનવું પણ યોગ્ય નથી; કારણકે ચક્ષુમાં રહેલા નીલત્વનું ગ્રહણ થતું નથી. તેમ જ પીળી આંખવાળાને પણ અંધારું કાળું જ દેખાય છે, તેને પીળું દેખાતું નથી, તેથી ચક્ષુર્ગત નીલપણાની પ્રતીતિ થાય છે એમ માની શકાય નહિ. એ રીતે નીલભાન સ્મરણાદિરૂપ નથી, પણ ચાક્ષુષ જ છે, એમ જ માનવું યોગ્ય છે. એ રીતે પ્રતીતિના અનુરોધે તેજોભાવથી અતિરિક્ત તમ છે એમ સિદ્ધ થાય છે.

જોકે પ્રભાકરમતને અનુસરનારા કહે છે કે તેજના જ્ઞાનનો અભાવ જ તમ છે; તેજ હોવા છતાં, તેજ જ્ઞાન ન થાય, તો તમ દેખાય છે. આ મત પણ યોગ્ય નથી. જ્ઞાનનો અભાવ માનસ છે અને પ્રતીતિ ચાક્ષુષ થાય છે, તેથી તમ નીલ છે એવી ચાક્ષુષપ્રતીતિનો વ્યાઘાત થાય છે; માટે તે મત માન્ય ન જ હોઈ શકે. તેજોભાવના અભિમાનિત્વમાં બાધક શું છે, તે ઉપર જણાવ્યું છે જ. તેમ જ તેજનો અભાવ મેળવીએ છીએ એવા અનુ-વ્યવસાયમાં પણ બાધ આવી પડે છે. દ્રવ્યાન્તરત્વનું ખંડન તો આગળ જઇને અમે જાતે જ કરીશું.

એ રીતે વિચાર કરતાં નીલચાક્ષુષના અનુરોધથી તમ એ પદાર્થાન્તર છે, એટલું તો સિદ્ધ થાય છે જ.

બિલાડી ઘૂવડ વગેરે પ્રાણીઓની આંખને અંધારાથી પ્રતિબંધ થતો નથી, તેનું કારણ તેમની આંખને પ્રકાશની જરૂર નથી એટલું જ છે. ઘૂવડ વગેરે પ્રાણીઓને વ્યામોહક નથી, તેથી તેમના પ્રત્યે અંધકારને ઉત્પન્ન ન કરે એ યોગ્ય છે. તેથી, તેવાં પ્રાણીઓ આલોકનિરપેક્ષ નેત્રથી તેજના અભાવને જ ગ્રહણ કરે છે. વિષય અને આલોક (પ્રકાશ)નો સંયોગ ત્યાં સહકારી ન હોવાથી, તેથી નિરપેક્ષ ચક્ષુ જ કારણ છે, પણ એ રીતે માનતાં ભાવપદાર્થ ચાક્ષુષ હોય ત્યાં વિષય અને આલોકના સંયોગની જે કારણતા છે, તેનો ભંગ થાય છે. ચાક્ષુષત્વ પ્રત્યે દૂરત્વભાવવાળી યોગ્યતા જ કારણ હોવાથી ઉપરનો નિયમ તૂટે તો તેમાં જરાય વાંધો નથી–ઇષ્ટ જ છે. જો એ રીતે યોગ્યતાને જ કારણ માનશો તો ઘરમાં ત્રસરેણુનો પણ સાક્ષાત્કાર થવો જોઇએ. ત્યાં છાયારૂપ તમ હોવાથી ત્રસરેણુ તેમાં ઢંકાયેલા હોવાથી–વ્યવધાયકના અભાવવાળી યોગ્યતા ન હોવાથી ત્રસરેણુ ન દેખાય તો દોષ નથી. જો એમ કહો કે ઘણો પ્રકાશ હોવા છતાં ત્રસરેણુ દેખાતા કેમ નથી, તેનો જવાબ એ છે કે ઘણો પ્રકાશ જ ત્યાં પ્રતિબંધક છે. આ ઉપરથી તમને ચાક્ષુષ કરવા માટે ચક્ષુમાં રહેનાર તામસ ઇન્દ્રિયાન્તરની કલ્પના કરનારને પણ જવાબ મળી જાય છે.

આટલો વિચાર કર્યા પછી એમ ફલિત થાય છે કે તમની નિવૃત્તિને માટે જ તેજ છે. લોકપ્રતીતિ પણ તેવી જ છે. તપથી અંધકારની નિવૃત્તિ થઇ એમ લોકપ્રતીતિ છે જ. એ રીતે ઉપર જણાવ્યા મુજબ તથા લોક-પ્રતીતિથી પણ તમ અતિરિક્ત છે એમ સિદ્ધ થાય છે. આ ઉપરથી **माया च तमोरूपानुभूतेः** ઇત્યાદિરૂપે શ્રુતિમાં જણાવ્યા મુજબ અનુભવરૂપ કાર્યલિંગક અનુમાન. પણ પ્રમાણ થઇ શકે.

આ પ્રકારે તમોરૂપા વિષયતા સિદ્ધ કરીને, તેની પ્રતીતિ કાંઇ છીપમાં ચાંદીનો આરોપ થાય તેમ આરોપિત નથી, એ સિદ્ધાન્તનું હવે ઉપપાદન કરે છે. ઉપર જણાવ્યા મુજબ તે વિષયતા ચક્ષુથી ગ્રહણ થાય છે ઇત્યાદિ પ્રકાર શ્રીસુબોધિનીજીમાં જણાવ્યો છે જ. ભ્રમણસ્થલે છીપમાં ચમકારાની પેઠે ઘટાદિમાં ભ્રમણસંસ્કારનો ઉદ્બોધ કહી શકાય નહિ, તેથી તેનાથી ઉત્પન્ન થતી સ્મૃતિ પણ કહી શકાય નહિ; તેથી સ્મર્યમાણ આરોપ ન કહેવાય. તેમ જ ગૃહ્યમાણ આરોપ માનવાથી

પણ શું થાય ? ભ્રમણ ગ્રહણ કરાય છે, એમ કહેતાં શું નેત્રમાં રહેલું ભ્રમણ ગ્રહણ કરાય છે ? જો તેમ હોય તો—જેમ જેને કમળો થયો હોય તે દર્પણદ્વારા નેત્રગત પીળાશને જોઈ શકે તેમ દર્પણાદિદ્વારા નિજ નેત્રગત ભ્રમણને પણ જોઈ શકે. કમળો થયો હોય તેની આંખમાં અન્ય માણસ પણ પીળાશ જોઈ શકે તેમ ભ્રમણને પણ જોઇ શકે; પરંતુ તે તેમ દેખાતું નથી; તેથી તે ઇન્દ્રિયગત નથી એમ કહેવું એ જ યોગ્ય છે. જાતિ, ગુણ અને ક્રિયા યોગ્યમાં હોય તો જ તેમનું ગ્રહણ થઇ શકે છે એવો નિયમ છે. દોષ ઉત્કટ હોય તો નિયમાદિને વિષે ભ્રમણનો પણ અનુભવ થાય તેમ આરોપમાંય બાધ નથી એવી દલીલ પણ ન થાય. જો તેમ માનીએ તો અનુત્કટ દોષમાં હોય ત્યારે ઉપર જણાવ્યા મુજબ દોષ રહે જ. તેવે સમયે કોઇપણ સ્થલે નિજ દેહના ભ્રમણનો અનુભવ થતો જ નથી.

વળી, આરોપ માનતાં, આરોપક કોણ છે, ક્રિયા કે જ્ઞાન ? જો ક્રિયાને આરોપક માનવામાં આવે તો શું તે બીજી ક્રિયાને ઉત્પન્ન કર્યા પછી આરોપ કરે છે કે નિજરૂપને જ આરોપિત કરે છે ? બીજી ક્રિયાને ઉત્પન્ન કરીને આરોપિત કરે છે એમ માનો તો તારા સમવાયીનું અનિર્વાચ્યત્વ હોવાથી તેમ કહી શકાય નહિ. જો નિજસ્વરૂપને આરોપિત કરે છે, એમ કહો તો તેમાં અલબ્ધ સત્તાકત્વ છે (જેને સત્તા મળી નથી,). જો લબ્ધસત્તાકત્વ માનીને કહો, તો સર્વને તેવો જ અનુભવ થવાનો પ્રસંગ આવે. જ્ઞાનના પક્ષમાં પણ એ જ દોષ છે. આ ઉપરથી એમ સિદ્ધ થાય છે કે જેમ ભ્રમણનું વિષયથી ભિન્નત્વે વચમાં ગ્રહણ થાય છે, તેમ તમનુંય ગ્રહણ થાય; તેથી તેની પ્રતીતિ આરોપિત નથી.

એ રીતે માનીએ, પણ તમ અન્યત્ર સિદ્ધ નથી, તેથી તેનો વ્યત્યાસ ન થવાથી વિષયતારૂપત્વની અનુપપત્તિ થશે ! આ શંકાનું સમાધાન એકાદશ સ્કંધના વાકયથી કરે છેઃ—

**यथा हि भानोरुदयो नृचक्षुसां तमो विहन्यान्न तु तद्विधत्ते ।**
**एवं समीक्षा निपुणा सती मे हन्यात्तमिस्रं पुरुषस्य बुद्धेः ॥**

આ વાકયમાં સૂર્યનો ઉદય માનવચક્ષુ સંબંધી તમનો નાશ કરે છે, એમ કહ્યું. જેમ માનવચક્ષુમાં સિદ્ધ તમ તેજના અભાવવાળા સ્થલમાં પ્રાપ્ત થાય છે, તેથી કોઈ પણ પ્રકારની અનુપપત્તિ નથી.

ભાટ્ટ મીમાંસકો માને છે તેમ તમ દ્રવ્યાન્તર છે, એમ શા માટે ન માનવું ? પ્રતીયમાન નીલરૂપત્વ અને ચલનક્રિયાવત્ત્વરૂપ સ્વભાવથી જ દ્રવ્યા-

ન્તર તમ છે એમ સિદ્ધ થઈ શકતું નથી. હેતુ વિદ્યમાન હોય, તોપણ તે દ્રવ્યાન્તર તો નથી જ: જો હોય તો તમનો સ્પર્શ થતાં જ્ઞાનમાં તે પ્રતિબંધક થવું જોઇએ. મહત્–ઉદ્‌ભૂત નીલરૂપવાન્ દ્રવ્યત્વે, દ્રવ્યાન્તરમાં સ્પાર્શન-પ્રતિબંધકત્વે અને સ્પર્શગ્રાહ્યત્વે વ્યાપ્ય–વ્યાપક ભાવથી દ્રવ્યાન્તર થઈ શકે. પણ તેમ ન હોવાથી તે દ્રવ્યાન્તર નથી. અનુમાનથી પણ તે દ્રવ્યાન્તર નથી. માટે શ્રુતિએ અને પુરાણે તમને દ્રવ્યત્વે ગણાવેલું ન હોવાથી તેમ માની શકાય નહિ. ન્યાયકંદલીકાર નીલરૂપને જ તમ કહે છે, તે અયોગ્ય છે; કારણ કે દ્રવ્યમાં તે સમવાય–સંબંધે નથી. તેમ જ નીલ તમ ચાલે છે એ પ્રતીતિનો પણ વિરોધ પ્રાપ્ત છે.

એ રીતે, પદાર્થાન્તર તમ છે એમ સિદ્ધ થાય છે. આથી વિશેષ જિજ્ઞાસા હોય તો શ્રીપુરુષોત્તમજી મહરાજે કરેલો **अन्धकारवाद** વાંચવો.

તમોરૂપા વિષયતા સિદ્ધ કરીને હવે બીજી પણ વિષયતા સિદ્ધ કરે છે. વિષયતા આદર્શમાં મુખને ઉત્પન્ન કરે છે.

દર્પણમાં મુખ દેખાય છે, તે વિષયતા છે એમ સિદ્ધાન્ત છે. પણ અહીં નૈયાયિકો અને ભામતીકારનો અભિપ્રાય એવો છે કે દર્પણાદિના સંનિધાનમાં પરાવૃત્ત—પાછું ફરેલું નેત્ર મુખને જુએ છે. અંધારામાં બેઠેલા માણસનું નેત્ર પરાવૃત્ત હોવા છતાં જોઇ શકતું નથી, તેનું કારણ એ છે કે વિષય અને આલોક ( પ્રકાશ )નો ત્યાં સંયોગ નથી. પ્રતિબિમ્બપક્ષમાં બાધક ન હોવાથી તે ચાક્ષુષ છે; તેથી કરીને પ્રતિબિમ્બ પદાર્થ અતિરિક્ત નથી.

દર્પણમાં નેત્રકિરણો પાછાં ફરતાં હોવાથી તે મુખને જુએ છે, એમ કહેવામાં આવે તો સામસામા રાખેલા દર્પણોમાં બે મુખ અને અસંખ્ય દર્પણો ન દેખાય; તેથી એમ જ માનવું યોગ્ય છે કે દર્પણમાં પ્રતિબિમ્બ પડે છે અને તે વિષયતાકૃત અતિરિક્ત પદાર્થ છે. છતાં જો એમ માનો કે અન્ધકારસ્થિત વસ્તુનું પ્રતિબિમ્બ પડતું નથી, તેથી અતિરિક્ત પદાર્થ નથી. પણ ત્યાં અન્ધકાર પ્રતિબિમ્બમાં આવરણ કરે છે; તેથી પ્રતિબિમ્બ પડતું નથી. એ રીતે તો અંધારામાં રહેલા દર્પણમાંય પ્રતિબિમ્બ ન પડવું જોઇએ. પણ અંધારામાં રહેલા દર્પણમાં અજવાળામાં મૂકેલી વસ્તુનું પ્રતિબિમ્બ પડે છે; તેથી ઉક્ત યુક્તિ યોગ્ય નથી. પરંતુ આ દલીલ પણ ટકી શકે તેવી નથી. અંધારે રહેલા દર્પણમાં જેનું પ્રતિબિમ્બ પડે છે, તે અજવાળામાં હોવાથી અંધકાર તેનું આવરણ ન જ કરી શકે; તેથી અતિ-

રિક્ત પ્રતિબિમ્બ છે. આ વસ્તુનો વિસ્તાર **प्रतिबिम्बवाद**માં છે. વિશેષ જિજ્ઞાસાવાળાએ ત્યાં જોઈ લેવું.

મૂળ શ્લોકમાં પ્રતિબિમ્બનું પ્રતિપાદન કરે તેવું કોઈ પદ ન હોવા છતાં આ વાત શામાટે ઊભી કરવામાં આવે છે? એવી શંકાનું વારણ કરવા માટે કહે છે કે એ જ આભાસ છે. **स किन्नरान् किंपुरुषान् प्रत्यात्म्येनासृजत् प्रभुः । मानयन् आत्मनात्मानमात्माभासं विलोकयन् ।** ઇત્યાદિ વાક્યોમાં આભાસને જ પ્રતિબિમ્બ કહે છે, તેથી આભાસનો વિચાર કરતાં પ્રતિબિમ્બની વાત પણ કહેવી જ પડે છે.

એ રીતે બે પ્રકારની વિષયતા સિદ્ધ થાય છે: એક બ્રહ્મરૂપત્વનો પ્રકાશ કરતી નથી અને બીજી જગદ્રૂપા છે. જગદ્રૂપા એટલે જગત્‌નું નિરૂપણ કરનારી.

ઉપર જણાવ્યા મુજબ એ શ્લોકના વ્યાખ્યાનથી અને તેમાં જણાવેલી યુક્તિઓથી—તેમ જ તેમાં આવશ્યક પ્રમાણોથી, આવિર્ભાવ—તિરોભાવ વડે જગત્ બ્રહ્મરૂપ છે એમ નિશ્ચય કર્યા પછી—તેનું અપરોક્ષ—પ્રત્યક્ષજ્ઞાન શબ્દથી થતું ન હોવાથી નાશ, ઉત્પત્તિ, ભેદ, ઇષ્ટ, અનિષ્ટ, શુદ્ધ, અશુદ્ધ વગેરે પ્રતીતિઓ ઉત્પન્ન થતી હોવાથી ત્યાં વિષયતા છે; તેને લીધે દર્શનાન્તરના અભિમાનીની પેઠે ભિન્નત્વની પ્રતીતિનું પોષણ થતું હોવાથી પ્રતીતિમાં તેમનાથી કાંઈ પણ વિશેષ નથી. (એટલેકે પ્રતીતિને આધારે જગત્ ભિન્ન છે). વળી, અનુમાનથી પણ એમ સાબિત થાય છે કે—મનના ધ્યાનના અભાવના ભેદો (**मनोध्याना-भावभेदाः**) વર્તમાન છે એમ અનુભવ થતો હોય તોપણ અસત્ છે. (**वर्तमानत्वेनानुभूयमानत्वेप्यसन्तः**), કેમકે તેમના આદિ અને અન્ત અસત્ છે (**आद्यन्तयोरसत्त्वात्**). જે એમ ન હોય (અસત્ ન હોય), તે એમ પણ ન હોય (અસત્ પણ ન હોય), સ્વમતમાં પ્રાપ્ત (સિદ્ધ) નિત્ય વસ્તુની પેઠે. આ અનુમાનપ્રયોગ પ્રમાણ છે. તેમ જ વિમત (વિચારપદારૂઢ) ઘટાદિક મિથ્યાભૂત છે, વિતથસદૃશ—મિથ્યાના જેવા હોવાથી (**विमता घटादयो मिथ्याभूताः वितथसदृशत्वात्**) જેમ ઐન્દ્રજાલિક પદાર્થ અસત્ છે તેમ (**ऐन्द्रजालिकवत्**) આ અનુમાન પ્રમાણથી પણ જગત્ મિથ્યા છે એમ સિદ્ધ થાય છે. ઘટાદિ અસત્ છે, અર્થક્રિયાકારિત્વે, છાયા—પ્રત્યાર્દ્રય—પ્રતિબિમ્બની પેઠે; ઇત્યાદિ અનુમાનો પણ મિથ્યાત્વ સિદ્ધ કરે છે; તેથી માયાવાદાદિથી વિશેષ ઉપર જણાવેલી પ્રતીતિમાં કાંઈ નથી! આવી શંકા ઉદ્ભવે તેનું નિરસન કરવા માટે શ્રીપુરુષોત્તમજી મહારાજ કહે છે કે—

ભલે, તેવી પ્રતીતિ થાય; આથી શું થયું ? આટલા ઉપરથી કાંઈ અન્યથા નિશ્ચય ન થઈ શકે, જેથી પુરુષાર્થની હાનિ થાય. વાસ્તવિક રીતે વિશેષ પણ છે જ; કારણ કે અમારા પક્ષમાં આપ્તવાક્યો પ્રમાણ છે. હીરાની પરીક્ષામાં જેમ ઝવેરીના વાક્ય ઉપર જ વિશ્વાસ રાખી શકાય, તેમ (ઉપર જણાવ્યા મુજબ) વિષયબાધની નિવૃત્તિ થઇ જ જાય છે.

આ ઉપરથી એમ સિદ્ધ થાય છે કે વિષયતા મિથ્યાપદાર્થને ઉત્પન્ન કરે તેમાં જેમ અત્યન્ત ચતુર કારીગરે લાકડાનો વાઘ કે સાપ સાચાના જેવો જ ઘડ્યો હોય અને યંત્રાદિથી ચાલતો પણ હોય, તેથી કાંઈ ભય ઉત્પન્ન થતો નથી, પણ તે કારીગરની કારીગરી માટે કૌતુક ઉત્પન્ન થાય અને કારીગરનું માહાત્મ્ય સિદ્ધ થાય, તેમ આવી (વિષયતાની) રચનાથી જગત્‌ના કારીગર ઈશ્વરની કારીગરીમાં કૌતુક પણ ઉત્પન્ન થાય છે અને તેનું માહાત્મ્ય પણ સિદ્ધ થાય છે.

પણ, એ રીતે અનુમાનનો વિરોધ શી રીતે ટાળી શકાય ? તેને ટાળવા માટે બીજું કશું કરવાનું રહેતું નથી. ઉપર જણાવ્યા મુજબ અનુમાનો, યુક્તિઓ અને શ્રુતિઓના પ્રમાણ આગળ આ અનુમાનો ટકી શકે જ નહિ. ઉપર મુજબ વિષયતા અને વિષયનો ભેદ સિદ્ધ થતાં અને નિયતઅવધિવાળી શ્રુતિ વડે સત્કાર્યવાદ સ્વીકારતાં કાર્ય સત્ છે એમ નિશ્ચય કરી લીધા પછી **आद्यन्तयोरभावात्** (આદિ અને અંતનો અભાવ હોવાથી) એ હેતુ સ્વરૂપ-સિદ્ધ છે અને અર્થાન્તરસાધક છે; તેથી સદ્ધેતુ નથી, હેત્વાભાસ છે; એટલે ઉપરનું અનુમાન ન જ થઈ શકે. **वितथसदृशत्वात्** (મિથ્યાની સમાન હોવાથી) આ હેતુ પણ સાધારણ છે, તેથી હેત્વાભાસ છે. **अर्थक्रियाकारित्वात्** આ હેતુ પણ ઘટાદિના દૃષ્ટાન્તથી સાધારણ બને છે. એ રીતે બધાં જ અનુમાનોમાં હેત્વાભાસ હોવાથી તે અનુમાન પ્રમાણ નથી.

એ રીતે જો અનુમાનોને ખોટાં ઠરાવો છો તો **त्वय्युत्त्वाश्रयति** ઈત્યાદિ વાક્યોની સંગતિ શી રીતે ? ત્યાં વિષયતાનો સ્વીકાર કરી લેવાશે અને તે વાક્યો વૈરાગ્ય માટે હોવાથી સંગતિ થઈ જશે. એમ કરવામાં પ્રમાણ નથી એમ જો કહો તો અમે જણાવીએ છીએ કે અવાન્તરપ્રકરણોથી તેવો નિશ્ચય થઈ જાય છે. મહાપ્રકરણમાં ઉપસંહારમાં **यथा सुवर्णं** ઈત્યાદિ વાક્યોથી બ્રહ્મરૂપતાનો નિશ્ચય છે જ.

**परांचि खानि** ઇત્યાદિ શ્રુતિમાં બ્રહ્મ ઇન્દ્રિયોનો વિષય નથી અને પ્રપંચને જો બ્રહ્માત્મક કહેવામાં આવે તો તે પણ ઇન્દ્રિયનો વિષય ન બની

શકે. જો કહો કે એમ ઇષ્ટ જ છે, તો જગત્‌ની પ્રતીતિ પણ ન થાય. આ આક્ષેપનો પરિહાર કરતાં જણાવ્યું છે કે આ શ્રુતિ અનાવૃત બ્રહ્મવિષયક છે; અને પ્રપંચ આવૃત છે, તેથી તે શ્રુતિ મુજબ અહીં તેની પ્રવૃત્તિ થઈ શકે નહિ. વિષયતાનો સાક્ષાત્કાર થતાં કોઈ પણ વાક્યનો બાધ રહે જ નહિ.

વળી, જે દુઃખશોકાદિકનો અનુભવ થાય છે, તે પણ વિષયતાકૃત જ છે. વિષયતા માયાએ ઉત્પન્ન કરી છે. માયાની નિવૃત્તિ થતાં વિષયતાની નિવૃત્તિ થઈ જાય છે. એ રીતે દુઃખશોકાદિની પણ નિવૃત્તિ થઈ જાય છે જ. તેથી આ સ્થલે કોઈ પણ પ્રકારની શંકાનો લેશ પણ બાકી રહેતો નથી. ૪

એ રીતે પ્રમેય અને પ્રમાણનું નિરૂપણ કરીને હવે વિષયનું નિરૂપણ કરે છેઃ—

**यथा महान्ति भूतानि भूतेषूच्चावचेषु च ।**
**प्रविष्टान्यप्रविष्टानि तथा तेषु न तेष्वहम् ॥५॥**

**શબ્દાર્થઃ—જેમ પંચમહાભૂત પાંચે મહાભૂતોમાં ઉચ્ચનીચ ભેદ પરસ્પર પ્રવિષ્ટ છે, અને અપ્રવિષ્ટ પણ છે, તેમ હું તેમને વિષે છું અને પ્રવિષ્ટ નથી પણ.**

**શ્રીસુબોધિનીજી**—વેદ સાકાર અને નિરાકાર, સાવયવ અને નિરવયવ, પૂર્ણ અને પરિચ્છિન્ન ઇત્યાદિ પ્રકારે બે પ્રકારે પદાર્થનું નિરૂપણ કરે છે. તે બંને પણ જે રીતે વિષય થાય, તે માટે આ શ્લોકનો આરંભ છે. જો એને વ્યવસ્થિત રીતે વિષય છે એમ સમજાવવામાં ન આવે તો એક પક્ષ વિષયતા બને, એટલા માટે સર્વવેદ પ્રમાણ છે એમ સિદ્ધ કરવા માટે બંને પ્રકારનો વિષય નિરૂપે છે. જેમ આકાશાદિ પંચમહાભૂત ઘટાદિ ઉચ્ચનીચ અનેક રૂપોને વિષે સ્થૂલ, સૂક્ષ્મ, હ્રસ્વ, દીર્ઘ, ઋજુ, વક્ર વગેરે પ્રકારે જુદાજુદા કારણરૂપે પ્રવિષ્ટ છે, પુનઃ અનુપ્રવિષ્ટ થાય છે, અને તેમાંથી પણ બાકી રહી જાય છે, તેમ હું સર્વત્ર અનુપ્રવિષ્ટ છું, છતાં કારણભૂત નથી પણ ખરો; અને અનુપ્રવિષ્ટ નથી પણ ખરો. મૂળશ્લોકમાં **तेषु**પદ બેવાર છે, તેથી અહીં બે વાક્યોનો બોધ થાય છે. જો બે વાક્યો ન હોય તો નકાર પૂર્વવાક્ય સાથે જ જોડાય. કારણમાં કાર્ય અનુપ્રવેશ કરે છે અને

કારણ કાર્યમાં તેની સાથે જ ઉત્પન્ન થાય છે. જો એમ માનવામાં ન આવે તો પટની નિરાધારતયા ઉત્પત્તિ થાય. જો તેમ નિરાધાર રીતે માનીએ તો ઉત્પત્તિ જ ન થાય. અથવા ઉત્પદ્યમાન–ઉત્પન્ન થતો–પદાર્થ સર્વત્ર ઉપલબ્ધ થઇ શકે; જેમ ઘટ ભગવાન્ જ શબ્દ જેમ છે. કુંભારની કૃતિથી પ્રાકૃત જ ઘટ વિષયતાની પેઠે ઉત્પન્ન થાય છે. વારુ, ઘર ભગવદ્રૂપ છે, તે સિદ્ધ ઘટ છે, શબ્દ પણ તાલુ ઓષ્ઠાદિના વ્યાપારથી ઉત્પન્ન થાય છે, છતાં સર્વના શ્રોત્રમાં ઉત્પન્ન થાય છે, એ જ રીતે નિરાધાર પટ પણ ઉત્પન્ન થવો જોઇએ! તેમ થતાં તન્તુના આધારે ઉત્પન્ન થયેલા પટમાં જો તન્તુઓ ન પ્રવેશે તો પટમાં તન્તુની પ્રતીતિ પણ ન જ થાય, અને જો પ્રતીતિ થતી હોય તો તે ભ્રાન્ત જ હોય; પણ પ્રતીતિ અબાધિત છે, તેથી તેને ભ્રાન્ત તો ન જ કહી શકાય. શુષ્ક યુક્તિ કોઈપણ ઠેકાણે સ્થાન ન મળતાં પોતે જ ભ્રાન્ત બને છે; આથી એમ સાબિત થાય છે કે એક જ વસ્તુ આધાર અને આધેય, કારણકાલમાં અને કાર્યકાલમાં બને છે. એ જ રીતે પંચમહાભૂતમાં આ ત્રણ છે: (૧) આધારત્વ, (૨) આધેયત્વ અને (૩) વિશેષતઃ આધેયત્વ; અથવા પંચમહાભૂતમાં પાંચ પ્રકારે પણ છે: ઉપર જણાવેલા ત્રણ ઉપરાંત (૪) કારણત્વે અને (૫) પ્રથમથી જ ત્યાં વિદ્યમાન ભૂતત્વે. એમ અનુપ્રવેશ ત્રણ પ્રકારે થાય, પ્રવેશ બે પ્રકારે થાય: (૧) કારણવત્પ્રવેશ અને (૨) પૃથક્ પ્રવેશ. એ રીતે પંચમહાભૂતમાં ઉપર જણાવેલા પાંચે પ્રકારો છે. તેમને વિષે નથી એમ કહેતાં ફરીથી પાંચ પ્રકાર થાય. એ જ રીતે પ્રભુમાં દશવિધ છે. પ્રભુની સર્વત્ર જગતમાં દશવિધ લીલા છે. એમ દશવિધ લીલા યુક્ત પ્રભુને જાણવા.

**વિવેચનઃ**—એ રીતે પ્રમેય સર્વ બ્રહ્મ જ છે એમ પ્રથમ શ્લોકથી નિરૂપણ કર્યું. દ્વિતીય શ્લોકમાં પ્રમાણ વેદરૂપ છે અને તેથી માયાની નિવૃત્તિ કરવાની છે, એમ માયાનું નિરૂપણ કરીને સાબિત કર્યું. હવે આ તૃતીય શ્લોક વડે વેદપ્રમાણનો અર્થ વિષય છે એમ નિરૂપણ કરે છે. પ્રમેય જ પ્રમાણનો વિષય છે અને પ્રમેયનું નિરૂપણ પ્રથમ થઈ જ ગયું છે, અને

વિષયાન્તર નથી, તેથી ફરીથી વિષયનું નિરૂપણ કરવાની શી જરૂર? એવી શંકા થતાં જણાવે છે કે–વેદે બે પ્રકારે પદાર્થો નિરૂપ્યા છેઃ સાકાર નિરાકાર, સાવયવ નિરવયવ ઇત્યાદિ. પદાર્થો બ્રહ્મગતધર્મ છે. તે બંને પણ વિષય બની શકે; તેથી જ અહીં વિષયનું નિરૂપણ કરે છે. જેમ **रसोऽहमप्सु कौन्तेय प्रभास्मि शशिसूर्ययोः** જલમાં રસ હું છું અને ચંદ્રસૂર્યમાં પ્રભા પણ હું જ છું ઇત્યાદિ વાક્યો વડે તે તે પદાર્થમાં તે તે રૂપે આવિર્ભાવ છે, તેમ વેદમાં વિષયરૂપે અને માયામાં વિષયતારૂપે આવિર્ભાવ છે, એમ તે તે સ્થલે સમજી લેવું. અન્યથાજ્ઞાન થતાં **योन्यथासन्तमात्मानं** ઈત્યાદિ શ્રુતિમાં દોષ કહેલો હોવાથી સર્વનાશપ્રસંગ ઊભો થાય. સર્વવેદપ્રામાણ્યસિદ્ધિ થતાં યથાર્થ જ્ઞાન થાય. અને તેમ થતાં અભ્યુદય અને નિઃશ્રેયસની પણ સિદ્ધિ થાય. તેથી સર્વવેદપ્રામાણ્યની સિદ્ધિને માટે ફરીથી વિષયનું નિરૂપણ છે.

આ શ્લોકમાં **भूतेषूच्चावचेषु च** એમ કહેવામાં આવ્યું છે, ત્યાં સપ્તમી વિભક્તિ છે. સપ્તમી વિભક્તિ આ સ્થલે **अभिव्यापकत्व**નો બોધ કરાવે છે. જેમ **तिलेषु तैलम्** અહીં તલમાં તેલ વ્યાપીને રહેલું છે એવો અર્થ સાતમી વિભક્તિથી સમજાય છે, તેમ અહીં પણ અભિવ્યાપક અર્થ ગ્રહણ કરવાનો છે. અથવા **सर्वस्मिन्नात्मास्ति** ઇત્યાદિ સ્થલે અભિવ્યાપકાધિકરણ છે. આકાશાદિ મહાભૂતો કાર્યોમાં કારણત્વે પ્રવિષ્ટ છે એવો અર્થ થાય છે. વિષય–સપ્તમી કે અધિકરણ–આધારમાં થયેલી સપ્તમી વિભક્તિ માનીને ગૂંચવણ ઊભી કરવી નહિ. એ રીતે જેમ મહાભૂતો સ્વકાર્યોમાં અન્વયત્વે પ્રવિષ્ટ હોવા છતાં કારણત્વે અપ્રવિષ્ટ હોય, ત્યારે તે અંશમાં અને રૂપ અને ભેદનો તેમ જ ક્રિયા અને ક્રિયાથી રહિતપણાનો વિરોધ નથી, બીજા અંશથી તટસ્થતા પણ છે, તે જ રીતે હું પણ વેદમાં પરસ્પર વિરુદ્ધ એવા તે તે રૂપ અને ધર્મવાળો છું એમ પ્રતિપાદન હોવા છતાં હું ભિન્ન પણ નહિ અને વિરુદ્ધ પણ નહિ જ, એ રીતે સર્વ વેદનું પ્રામાણ્ય અવ્યાહત છે, હણાયા વિનાનું છે.

આ સ્થલે એકવિધનું વિષયત્વ ઉપપાદન, ઉપાદાનત્વ (ઉપાદાનકારણ કે સમવાયિકારણ જેની સાથે જ કાર્ય ઉત્પન્ન થાય તે કારણ), અનુપ્રવેશ અને પ્રવેશ વડે કહ્યું છે; તેમાં ઉપાદાનત્વ અને અનુપ્રવેશ વડે અથવા અનુપ્રવેશ અને પ્રવેશ વડે વિષયત્વની ઉપપત્તિમાં (પ્રમાણસિદ્ધ યુક્તિમાં) અનુપાદાનત્વ અને અનુપ્રવેશ એ બેમાંથી એકનું પ્રયોજન શું છે, એવી શંકા ન થાય તે માટે બેની જરૂરિયાત જણાવતાં શ્રીમહાપ્રભુજી–**कारणं हि कार्ये अनु-**

**प्रविशति** કારણુ કાર્યમાં અનુપ્રવેશ કરે અને કાર્ય કારણુ સાથે જ (સમવેત જ) ઉત્પન્ન થાય, એમ વસ્તુસ્થિતિ બરાબર સમજાવી આપે છે. આથી જ બંનેની જરૂર છે એમ સાબિત થાય છે. તેમાં યુક્તિ એ છે કે-જો એમ માનવામાં ન આવે તો પટની ઉત્પત્તિ આધાર વિના પણુ થઈ શકે. જો કાર્ય કારણુમાં સમવાય–સમ્બન્ધે (સમવાયસંબંધ એટલે નિત્યસંબંધે) હોય તો તંતુના આધાર વિના પટ બની શકે. જો એવો તર્ક કરવામાં આવે કે ઉત્પત્તિથી પૂર્વે પટાદિની પ્રતીતિનો અભાવ હોવાથી અસત્ જ કાર્ય નિમિત્તને લીધે કારણુમાં ઉત્પન્ન થાય છે; તેથી ભલે કારણુનું આધારત્વ હોય, પણુ કાર્યનું કારણુમાં સત્ત્વ (સત્તા) ન હોય ! આ તર્કને માટે બીજી યુક્તિ છે–**तथा सति नोत्पद्येत । उत्पद्यमानं वा सर्वत्रोत्पद्येत** એટલે કે જો એમ જ હોય તો કાર્ય ઉત્પન્ન ન થાય અથવા બધે જ પટાદિક કાર્ય ઉત્પન્ન થતું જોવામાં આવે. એ રીતે કાર્ય નિયત–અવધિવાળું હોવાથી કાર્યની કારણુમાં સ્થિતિ અવશ્ય માનવી જોઈએ. અવધિના નિયમનો નિર્વાહ કાર્યના પ્રાગભાવથી જ થઈ જાય છે; તેથી કારણુમાં કાર્યની સ્થિતિ માનવી યોગ્ય નથી, એવી દલીલ પણુ ન થઈ શકે; કારણાવસ્થિત પ્રાગભાવનું જ નિરૂપણુ અશક્ય છે. જો એમ કહો કે **इह कपाले घटो नास्ति** (આ કપાલમાં ઘટ નથી) એવી પ્રતીતિ જ પ્રાગભાવના નિરૂપણુમાં પ્રમાણુ છે; ત્યારે તે પ્રતીતિ ઘટત્વ જેનું વિશેષણુ બને એવી પ્રતિયોગિતાવાળા સંસર્ગાભાવ (અત્યંતાભાવ)ની સમાન જ હોવાથી પ્રાગભાવાત્મક વિશેષને બતાવી શકે નહિ. મતલબ કે **इह कपाले घटो नास्ति** એ પ્રતીતિ સામાન્ય રીતે અત્યંતાભાવ અને પ્રાગભાવ એ બંનેમાં હોઈ શકે ત્યારે અત્યંતાભાવ માનવો કે પ્રાગભાવ માનવો તેનો નિર્ણય ન થઈ શકે; કારણુ કે પ્રાગભાવ અને અત્યંતાભાવમાં પણુ **घटत्वावच्छिन्नप्रतियोगिताकसंसर्गाभाव** નો જ બોધ થાય. તે વિશેષ પ્રકારનો પ્રાગભાવ બોધિત થતો નથી. **नास्तिथी** અત્યન્તાભાવ જ બોધિત થશે; એટલે આ પ્રતીતિ યોગ્ય નથી.

જો અનુમાન કરશો—**कपालं घटप्रागभाववत्, घटीयचरमसामग्रीमत्त्वात् यो यच्चरमसामग्रीमान् स तत्प्रागभाववान् पटीयचरमसामग्रीविशिष्टतन्तुवत्**—કપાલ ઘટના પ્રાગભાવવાળું છે, કારણુ કે તે ઘટસંબંધી ચરમ–છેલ્લી સામગ્રીવાળું છે. જે જેવી ચરમ સામગ્રીવાળું હોય, તે તેના પ્રાગભાવવાળું હોય. જેમ પટસંબંધી ચરમ સામગ્રીવાળા તાંતણા હોય, તેમ. આ પ્રકારે અનુમાન પણુ પ્રમાણુ ન બને; કારણુ કે

અનુમાન પ્રયોગ પહેલાં **साध्यतावच्छेदक** પ્રાગભાવ જ અસિદ્ધ છે. તેથી **साध्यतावच्छेदकावच्छिन्नसाध्य** ( સાધ્ય પ્રાગભાવ છે. સાધ્યતાવચ્છેદક પ્રાગભાવાભાવ છે. સાધ્યતાવચ્છેદકાવચ્છિન્ન સાધ્ય એવો પ્રાગભાવ )જ હજી સિદ્ધ થયો નથી. તેથી હેતુ અસદ્ધેતુ છે, હેત્વાભાસ છે.—તાત્પર્ય એ છે કે જ્યાંસુધી પ્રાગભાવ જ સિદ્ધ નથી ત્યાંસુધી આ અનુમાન પ્રયોગ થઇ શકે નહિ.

આથી જ કારણની અવસ્થામાં જ પ્રાગભાવના અભિમાનથી પૂર્વે પ્રતીતિનો અભાવ હોવા છતાં કારણરૂપે કારણમાં વિદ્યમાન એવું કાર્ય ઉત્પન્ન થાય; તેથી તે ઉપરથી જ કાર્ય નિયત અવધિવાળું છે એમ નિશ્ચય થઇ શકે છે. એ જ રીતે ઉત્પત્તિના સ્વરૂપનો વિચાર કરતાં પણ સિદ્ધ થાય છે, એમ આવિર્ભાવવાદ ઉપરથી પણ સમજી શકાય છે.

હવે, ઘટની ઉત્પત્તિ જોવામાં આવતી હોવાથી તેમાં ભગવત્ત્વ કેમ હોઇ શકે? આકાશ પણ ઉત્પદ્યમાન હોવાથી તેની પણ સર્વત્ર ઉત્પત્તિ કેમ સમ્ભવે? આવી શંકાનું નિવારણ કરવા માટે બંનેને વિસ્તારથી કહે છે. શ્રી સુબોધિનીજીમાં આ વાત પૂર્વપક્ષમાં જણાવી છે. તેને જ વિસ્તારથી શ્રીપુરુષોત્તમજી મહારાજ સમજાવી આપે છે. અહીં ઘટ અને શબ્દના દૃષ્ટાન્તમાં એ રીતે સમજવું:—પ્રથમ સ્કન્ધમાં વેદમાં જગતનું જે રીતે વર્ણન છે તે, અને પુરાણમાં જે રીતે વર્ણન છે તે બંનેમાં ભગવદ્રૂપતા સમાન હોવા છતાં ઘટપૂરિત પાત્રની પેઠે ભેદ જણાવ્યો છે. વેદમાં જે રીતે જગતનું પ્રતિપાદન કર્યું છે ત્યાં–ભગવદિચ્છાથી એક સાથે જ જગતની ઉત્પત્તિ જણાવી છે અથવા તો આકાશાદિ ક્રમે જણાવી છે, પુરાણમાં પ્રકૃતિ અને પુરુષની ક્રિયાથી ઉત્પન્ન ગુણમય સંચાયકમાં પ્રવિષ્ટ એવા તત્પ્રયુક્ત આકારનું સ્થાપન છે. એ રીતે પ્રયોજક ભેદે બંને પ્રકારે પણ ઉત્પન્ન થનાર આકાર, ઘીમાં જેમ દ્રવત્વ છે, તેમ બ્રહ્મધર્મ જ છે. તેથી બંને પ્રકારના પણ જગતમાં **इदं सर्वं यदयमात्मा, सर्वं खल्विदं ब्रह्म**. ઇત્યાદિ શ્રુતિમાં કહેલાં અને **विश्वं वै ब्रह्म तन्मात्रम्** ઇત્યાદિ પુરાણમાં કહેલાં વાકયો જગતને બ્રહ્માત્મકત્વે સમજાવી આપે છે. વળી **द्वे बीजे अस्य** ઇત્યાદિ પુરાણમાં કહેલાં વાકયો અને **सैषा विद्या जगत्सर्वम्** ઇત્યાદિ શ્રૌત વાકયો છે, તે દ્વિબીજત્વનો ઉપક્રમ કરીને **मायामयं वेद स वेदवेदम्** એમ ઉપસંહાર કરે છે તે સંચાયકને માયિક કહે છે. એ રીતે પ્રપંચ ચાર પ્રકારનો અને સત્તા ત્રણ પ્રકારની થાય છે. તેને સાબિત કરવા માટે એ રીતે અનુમાન પ્રયોગ થઇ શકે

કે— **व्यावहारिकः प्रपंचः स्वापेक्षयोत्कृष्टसत्ताकप्रपंचपूर्वकः मायिकत्वात् ऐन्द्रजालिकप्रपंचवत्** ( વ્યાવહારિક પ્રપંચ પોતાની અપેક્ષાએ ઉત્કૃષ્ટ સત્તા જેમાં છે એવા પ્રપંચપૂર્વક છે, માયિક હોવાથી ઇન્દ્રજાલથી ઉત્પન્ન થયેલા પ્રપંચની પેઠે ) આ અનુમાનમાં જ જણાવ્યા મુજબ વ્યાવહારિક સત્તાની અપેક્ષાએ ઉત્કૃષ્ટ સત્તા પારમાર્થિકી જ હોય; વાચનિક સત્તાનો અંગીકાર કરે તો તે પક્ષમાં તે સત્તા પણ ચાર પ્રકારની થાય. આકાશકુસુમ વગેરે પ્રતિભાસિકી સત્તાની અપેક્ષાએ નિકૃષ્ટ છે. એ રીતે વસ્તુસ્થિતિ હોવાથી બંને ઉત્કૃષ્ટ સત્તાવાળા થાય: એક વ્યાવહારિક અને અન્ય પ્રતિભાસિક; તેથી ઘટનું ભગવદ્રૂપ સિદ્ધ જ છે. જેમ ઘટને સમવાયિ કારણની અપેક્ષા છે તેમ પટને પણ હોય જ; એ એક દૃષ્ટાન્ત સાંખ્યમતની રીત મુજબ છે, બીજું દૃષ્ટાન્ત નૈયાયિકની રીતનું છે. જિહ્વાદિકના અભિઘાતરૂપ નિમિત્ત અને સમવાયિ કારણરૂપ આકાશ વિના પણ તમારા મતમાં શબ્દ ગમે ત્યાં ઉત્પન્ન થાય; તેમ તન્તુ વિના પણ પટ થઇ શકે. એ જ રીતે અન્ય કાર્યમાં પણ કહી શકાય. એ રીતે સત્કાર્યવાદને શિષ્ટ પુરુષોએ સ્વીકારેલો હોવાથી કારણમાં સમવેતત્વે કાર્ય થાય એમ સિદ્ધ જ છે.

હવે અનુપ્રવેશનો પણ વિચાર કરે છે કે—અનુપ્રવેશ અવયવતયા છે જ. તેમાં શુષ્ક તર્ક ઉપરની પેઠે નકામા જ છે. શ્રુતિ જ કહે છે કે **तत्सृष्ट्वा तदेवानुप्राविशत्** તે સર્જીને તે જ અનુપ્રવિષ્ટ થયો. એવાં અનેક પ્રમાણ છે. વિસ્તાર થવાથી તેનો ઉલ્લેખ કર્યો નથી. પુરાણનાં પણ અનેક વાક્યો છે. તેથી શુષ્ક યુક્તિને પ્રમાણમાં સ્થાન નથી.

એ રીતે કાલભેદે અને અવસ્થાભેદે એક જ ભૌતિક પદાર્થનું તન્નિરૂપિત આધારત્વ અને આધેયત્વ સિદ્ધ કર્યું, તેનો અતિદેશ મહાભૂતમાં પણ કરે છે, તે શ્રી સુબોધિનીજીમાં સ્પષ્ટ છે—વિશેષતઃ આધેયત્વ સંયોગ સંબંધે છે; સમવાય સંબંધે કારણત્વે આધારત્વ છે. પરસ્પર સંયોગે અવયવરૂપે આધેયત્વ છે. તટસ્થ સંયોગે કાર્યરૂપે વિશેષત્વ અને આધેયત્વ છે. એ રીતે આપાતતઃ વિચારથી દૃષ્ટાન્તમાં ધર્મત્રય–આધેયત્વ, આધારત્વ અને વિશેષતઃ આધેયત્વ છે. તે જ રીતે દાર્ષ્ટાન્તિકમાં પણ તેટલા જ રહે, તેથી દશધર્મકત્વ પ્રાપ્ત ન થાય તેટલા માટે શ્રીસુબોધિનીજીમાં પક્ષાન્તર **अथवा** શબ્દથી સૂચવીને દશવિધ લીલાપણું દેખાડી આપ્યું છે. જગતમાં પ્રાકૃત કારણત્વે પંચધાસ્થિતિ છે, તેથી પ્રાકૃત અને અપ્રાકૃત વસ્તુના વિષયતા અને વિષય એમ બે ભેદથી જગતમાં દશવિધ ભગવત્ત્વ છે. એ રીતે વેદોના અંશતઃ અપ્રામાણ્યનું નિરાકરણ કરવા માટે વિષયનું નિરૂપણ પણ કર્યું.

આ વિષય તદ્દન શાસ્ત્રીય ચર્ચાવાળો હોવાથી જિજ્ઞાસુએ કોઈની પાસેથી સમજી લેવા પ્રયત્ન કરવો જોઇએ; કારણ કે સર્વ જ વાદોનું નિરાકરણ કરીને વિષયની ભગવદ્રૂપતા સમજાવવામાં આવી છે. વિષયતા અને વિષય એ બે પદાર્થો સમજાતાં સર્વ જ શાસ્ત્રાર્થ સમજી શકાય. ૫

એ રીતે પ્રમેય, પ્રમાણ અને વિષયનું નિરૂપણ કરીને, હવે અન્ય નિરૂપ્ય વળી હશે, એવી શંકા થતી હોય તો તેનું નિરસન કરી ત્રણેને વિષે ઉત્પત્તિ દેખાડે છે:—

**एतावदेव जिज्ञास्यं तत्त्वजिज्ञासुनात्मनः ।**
**अन्वयव्यतिरेकाभ्यां यत्स्यात्सर्वत्र सर्वदा ॥६॥**

**શબ્દાર્થ:**—આત્માના તત્ત્વને જાણવા ઇચ્છનારે આટલું જિજ્ઞાસ્ય છે કે જે સર્વત્ર સર્વદા અન્વયથી અને વ્યતિરેકથી પણ હોય.

**શ્રીસુબોધિનીજી**–નિરૂપણ જિજ્ઞાસાને અનુસરીને જ થાય. જિજ્ઞાસા એ ત્રણને વિષે (પ્રમેય, પ્રમાણ અને વિષયને વિષે) જ હોય. અન્યશાસ્ત્રની પેઠે જિજ્ઞાસા સોળ પ્રકારે ન હોય. સોળ પદાર્થો આત્માને ઉપયોગી નથી. આત્માને માટે જ જિજ્ઞાસ્ય છે.

પ્રમેય જ્ઞાન છે, પ્રમાણ વૈરાગ્ય છે અને વિષય દશવિધ લીલાને વિષે ભક્તિ છે. આત્માને તો આટલો જ ઉપયોગ છે, બીજું બધું દેહને માટે છે.

એ રીતે નિરૂપણ કરીને અને જિજ્ઞાસ્ય ત્રણે અન્તર છે એમ નિરાકરણ કરીને તેમાં ઉત્પત્તિ દેખાડે છે: **यत्**, **सर्वत्र** અને **सर्वदा** એ ત્રણ ઉદ્દેશ્ય છે. તેમાં સર્વ ભગવાન્ જ કેમ હોઈ શકે, ત્યાં અન્વયવ્યતિરેક દેખાડે છે. સર્વત્ર પ્રભુ છે એ જ અન્વય છે. ઘટ સત્ છે, પટ સત્ છે; તે ભાસે છે, પ્રિય છે, એમ સર્વત્ર અન્વય તો છે જ. એમ ન હોય તો એકના એક શબ્દની અનુવૃત્તિ અને પ્રતીતિની પણ અનુવૃત્તિ ન થાય. વિશેષથી જેનો અતિરેક થાય તે વ્યતિરેક છે. ઘટાદિકથી શાનો અતિરેક થાય? ઘટનો પટથી અતિરેક થાય નહિ અને પટનો પટથી પણ અતિરેક ન થાય, કિન્તુ સત્ ઘટથી પણ અતિરેક પામે અને

પટથી પણ. એ જ રીતે સર્વત્ર જે સર્વ છે તે સત્‌થી અતિરેક પામે; તે જ બ્રહ્મ છે.

અન્વય અને વ્યતિરેકમાંથી એકને જ બ્રહ્મત્વસાધક માનો, બંનેને માનવાનું શું કારણ ? અન્વયથી જ બ્રહ્મત્વ સિદ્ધ થતું નથી, કારણ કે જગત્‌માં જગત્‌નો પણ અન્વય તો છે જ ને ! જો કે ઘટાદિથી જગત્‌નો વ્યતિરેક થાય, છતાં જગત્‌થી જગત્‌નો અતિરેક થતો નથી. ગગનકુસુમ જગત્‌થી અતિરેક પામે, પણ તેનો અન્વય નથી. સત્ જગત્‌થી વ્યતિરેક પામે. પ્રભુ પણ સત્ છે અને કારણ પણ સત્ છે; માટે જેમાં અન્વય અને વ્યતિરેક એ બંને હોય તે જ **સર્વ** હોઈ શકે.

વળી જે **સર્વત્ર** હોય, અથવા **સર્વદા** દેશ અને કાલ જેના પરિચ્છેદક નથી, તે પણ અન્વયથી અને વ્યતિરેકથી સમજવું. માયા અન્વયથી પરિચ્છિન્ન છે. માયાનો વિષય જે આભાસ તેમાં સત્‌નો અન્વય નથી. આભાસ સત્‌થી વ્યતિરેક પામે નહિ એમ પણ માની શકાતું નથી, કારણ કે તે જાતે જ અસત્ છે. પ્રભુ તો માયામાં પણ છે, અતિરિક્તમાં પણ છે. એ જ રીતે કાલમાં પણ છે. વિષય જે ઘટ તેમાં પણ સત્ કારણ છે, સત્ કાર્ય છે, સત્ આધાર છે, સત્ આધેય છે. સત્ત્વ હોવા છતાં પણ અતિરિક્તતા છે. કાંઈ માટી જ ઘટ નથી. જો માટીને જ ઘટ માનીએ તો માટીની અવસ્થામાં પણ ઘટની પ્રતીતિ થાય જ અને માટીને પણ ઘટ કહી શકાય. તે જ રીતે કાર્યમાં પાંચ પ્રકારે અન્વય પામે છે, અને પાંચે પ્રકારે વ્યતિરેક પણ છે. ઘટ પટાદિકથી વ્યતિરિક્ત છે, કારણથી પણ વ્યતિરિક્ત છે, બીજા ઘટથી પણ વ્યતિરિક્ત છે, આવિર્ભાવથી અને તિરોભાવથી પણ વ્યતિરિક્ત છે. ઘટનો આવિર્ભાવ અને તિરોભાવ પણ થાય; આથી જ એક જ ઘટમાં આવિર્ભાવ અને તિરોભાવથી દશપ્રકારે ભગવાન છે. એ જ રીતે સર્વત્ર દશવિધ લીલાયુક્ત ભગવાન્ છે. આથી સ્વરૂપ એ ભગવાન્ છે અને દેશની પ્રતીતિ માયિકી છે, કાલપ્રતીતિ લીલાથી છે. એ રીતે દેશ કાલ અને વસ્તુથી અપરિ-

ચ્છિન્ન અને દેશકાલ વસ્તુરૂપ પણ હું જ છું, એ જ જિજ્ઞાસ્ય છે, જાણવાની ઇચ્છાને યોગ્ય છે. આનો જ ઉપપત્તિથી વિચાર કર્યો.

ઉત્પત્તિથી-"પુરુષ જ આ સર્વ છે," "વિતસ્તિ માત્ર (વેંતમાત્ર) અધિષ્ઠાન પામે છે." ઇત્યાદિ શ્રુતિઓ તેમાં પ્રમાણ છે.

ઉદ્દેશમાં પણ "જેથી (અધિક) કાંઈ નથી," "પ્રાદેશ માત્ર -વસનાર પુરુષ" ઇત્યાદિ શ્રુતિઓ છે.

એ રીતે બ્રહ્મની શિક્ષાનું નિરૂપણ કર્યું. બ્રહ્મરૂપ જગત્ જાણવું જોઇએ, પણ બ્રહ્મ તો જગતથીએ અતિરિક્ત છે; માટે તેમાં આસક્તિ કરવી નહિ; એક જ પદાર્થમાં સર્વલીલા સહિત ભગવાન્ છે; તેથી દેશ, કાલ અને વસ્તુરૂપે હોવા છતાં ભગવાન્ દેશ-કાલ-વસ્તુથી વ્યતિરિક્ત છે.

**વિવેચનઃ**—પૂર્વ શ્લોકમાં વિષયનું નિરૂપણ કર્યું, તેમ બીજા પણ અવાન્તર વિષયો પણ ઘણા છે, છતાં નિરૂપ્યાન્તરનો અભાવ શા માટે કહે છે? નિરૂપણ જિજ્ઞાસાને અનુસરીને જ હોય. જિજ્ઞાસા એ ત્રણની જ છે. પ્રભુએ મનુષ્યોનું શ્રેય કરવાની ઇચ્છાથી જ્ઞાન, કર્મ અને ભક્તિ એમ ત્રણ માર્ગોનો ઉપદેશ કર્યો છે. તેથી પ્રમેય, સ્વરૂપજ્ઞાન અને સાધનનું જ નિરૂપણ યોગ્ય છે.

પ્રમાણ વેદ છે. વેદ કર્મનું પ્રતિપાદન કરે છે. પરોક્ષવાદ સ્વીકારતાં વેદનું તાત્પર્ય વૈરાગ્યમાં પર્યવસાન પામે છે. માટે પ્રમાણ વૈરાગ્યમાં ઉપયોગી છે. પ્રમેય, જ્ઞાનનું સાધન હોવાથી અને જ્ઞાનરૂપ પણ હોવાથી ઉપયોગી છે, વિષય-વિરુદ્ધધર્માશ્રયત્વ ભક્તિમાં ઉપયોગી છે. એ રીતે જ્ઞાતત્વે, વૈરાગ્યત્વે અને ભક્તિત્વે અનુક્રમે પ્રમેય, પ્રમાણ અને વિષયનું નિરૂપણ છે. આટલું જ જિજ્ઞાસ્ય પણ છે. તેથી અવાન્તર વિષયોનું નિરૂપણ ન કરતાં ત્રણનું જ નિરૂપણ કર્યું છે. એ ત્રણેને વિષે ઉપપત્તિ-ભગવદાત્મકત્વનો બોધ કરાવે તેવી યુક્તિ-આ શ્લોકમાં અન્વય વ્યતિરેકથી કહી છે.

અન્વય અને વ્યતિરેક શ્રીસુબોધિનીજીમાં જણાવ્યા છે જ. પ્રભુ સચ્ચિદાનંદ હોવાથી અન્વય છે. **अनु प्रतीत्यन्वयः** એટલે અનુગતાકારત્વ અન્વય કહેવાય. જગત્માં સત્ અને ચિત્ની અનુવૃત્તિ છે જ. જો સચ્ચિદાત્મક **સર્વ** ન હોય તો સર્વત્ર સત્-આદિ પદોની અનુવૃત્તિ અને સદાદિની પ્રતીતિ પણ ન હોઈ શકે. સદાદિ પદની અનુવૃત્તિ અને સદાદિની પ્રતીતિ થતી હોવાથી અન્વય છે જ. એક પ્રતીતિનો અનુગમ જ મુખ્ય અન્વય છે.

એ રીતે અન્વય તો સિદ્ધ થાય છે; પણ જેના અભાવમાં જેનો અભાવ એ વ્યતિરેક શી રીતે સમ્ભવે; કારણ કે ભગવાન્ વ્યાપક હોવાથી તેનો અભાવ ક્યાંય ન જ હોઈ શકે? તેથી વ્યતિરેક સમ્ભવે નહિ! એવી શંકાનો નિરાસ કરવા માટે વ્યતિરેકની પણ વ્યાખ્યા કરે છે: જે વિશેષે કરીને અતિરેક પામે તે વ્યતિરેક. પણ એ રીતે તો બ્રહ્મ પણ બ્રહ્મથી વ્યતિરેક ન જ પામે; ત્યારે વ્યતિરેક ઘટી શકે નહિ! આ શંકાનું નિવારણ કરવા માટે શ્રીપુરુષોત્તમજી મહારાજ કહે છે કે અહીં **सर्व** શબ્દ પક્ષ છે, તેથી જ વ્યતિરેક સાધવાનો હોવાથી બ્રહ્મથી વ્યતિરેકની વાત ઉપસ્થિત થતી જ નથી. જો કેવલ વ્યતિરેક જ કહે તો ગગનકુસુમમાં તે હોવાથી તે પણ બ્રહ્માત્મક થાય, પણ ત્યાં અન્વય ન હોવાથી તે બ્રહ્માત્મક નથી. માટે જ અન્વય અને વ્યતિરેક બંને કહ્યા છે. ભગવાન્ પણ સત્ છે અને પરમાણુ, પ્રકૃત્યાદિ કારણ પણ સત્ છે; તેથી જેનો અન્વય અને વ્યતિરેક બંને હોય તે જ **सर्व** છે.

પ્રીતિ, અપ્રીતિ અને વિષાદ સાથે અન્વય પણ છે અને વ્યતિરેક પણ છે; તેથી પ્રકૃતિ જ **सर्व** હોઇ શકે; બ્રહ્મ શી રીતે **सर्व** હોય? આ શંકાના નિરાસ માટે મૂલમાં **सर्वत्र**પદ છે. એટલે કે જે સર્વત્ર હોય અને અન્વય તથા વ્યતિરેક પણ હોય તે **सर्व** છે. પ્રકૃતિ તેવી ન હોવાથી તેની સર્વાત્મકતા નથી. જે સર્વદા–સર્વકાલમાં હોય, જેના પરિચ્છેદક દેશકાલ ન હોય તે **सर्व** છે. પરિચ્છેદક એટલે વ્યાપક. પ્રીતિ, અપ્રીતિ અને વિષાદમાં સત્નો અન્વય હોવાથી, "અવ્યક્ત અક્ષરમાં લીન થાય, અક્ષર તમમાં લીન થાય, તમ પરદેવમાં એક થાય." એ રીતે પરદેવનો પણ વ્યતિરેક હોવાથી પરદેવ અને કાલ પરિચ્છેદક છે. પરમાણુઓનો પરિચ્છેદક દેશ પણ છે; માટે તદાત્મક **सर्व** નહિ પણ સદાત્મક જ છે.

પરિચ્છેદમાં ઉભયનું શું પ્રયોજન છે? એકલા અન્વયથી જ દેશકાલનો પરિચ્છેદ સમ્ભવિત તો છે જ. સતી માયા, સન્ કાલ એમ એક પ્રતીતિનો અનુગમ પણ દેખાય છે; માટે ઉભયની જરૂર નથી! તેના જવાબમાં શ્રીમહાપ્રભુજી જણાવે છે કે માયા અન્વયથી જ પરિચ્છિન્ન થાય. **नहि माया-विषये आभासे सदन्वयोऽस्ति** આ પંક્તિમાં **न** જુદું પદ છે અને **अन्वय** જુદું પદ છે; તેથી ત્યાં એવો અર્થ થાય છે કે–માયાનું સદન્વય પરિચ્છેદ્યત્વ હોવા છતાં તેના કાર્ય–આભાસનો તે અપરિચ્છેદ્ય હોવાથી અને વ્યતિરેક વિદ્યમાન હોવાથી પણ, કાર્યાંશમાં અપરિચ્છેદ્ય છે; તેથી ઉભય આવશ્યક છે.

ત્યારે વ્યતિરેક જ પરિચ્છેદ્ય થાય, અન્વયની શી જરૂર? આ શંકાનો જવાબ આપતાં જણાવે છે કે-ભગવાન્ તો માયામાં પણ છે જ. તેથી અન્વય વિદ્યમાન હોવાથી તે પણ અદંડવારિત છે. કાલમાં પણ એનો જ અતિદેશ કરે છે. કાલ સન્ છે એવી પ્રતીતિનો અનુગમ હોવાથી, સત્ માયામાં પણ વર્તમાન હોવાથી અને કાલથી વ્યતિરેક પણ હોવાથી કાલ પણ સત્પરિચ્છેદ્ય જ છે, પરિચ્છેદક નથી. એ જ રીતે માનના અનુગમથી भातिની પરિચ્છેદ્યતા પણ છે. પ્રિયત્વનો અનુગમ નથી એમ ન કહેવું. સર્વત્ર પ્રિયત્વ ન હોવા છતાં યત્કિંચિત્ પ્રિયત્વનો અનુગમ સર્વત્ર છે જ. આભાસમાં પણ દોષ નથી. આશ્ચર્યનો તે જનક હોવાથી તેમાં અનુગમ છે. વાસ્તવિક રીતે તો આભાસ અસત્ હોવાથી भातिગત-अस्तित्वादि ત્રણે ત્યાં ભાસે છે. તેથી ત્યાં અનુગમ ન હોવા છતાં દોષ નથી. તેથી અન્વય અને વ્યતિરેકથી सर्व બ્રહ્મ જ છે, એમ અનુભવથી સિદ્ધ થાય છે.

એ રીતે सर्वનું બ્રહ્મત્વ સિદ્ધ થાય છે, પણ ભગવત્ત્વ સિદ્ધ થતું નથી; કારણ કે દશવિધ લીલા सर्वમાં નથી! એવી શંકા થતાં શ્રીસુબોધિનીજીમાં દશવિધલીલા પણ સ્પષ્ટપણે જણાવી છે. વિષયમાં-ઘટમાં-(૧) સત્ કારણ, (૨) સત્ કાર્ય, (૩) સત્ આધાર, (૪) સત્ આધેય, અને (૫) સત્ત્વ છતાં અતિરિક્તતા-અધિકાકારતા; એ રીતે સર્વદા પાંચ પ્રકારે ભગવાન્ અન્વય પામે અને પાંચ પ્રકારે વ્યતિરેક પણ થાય:-(૧) ઘટ પટાદિકથી વ્યતિરિક્ત છે, (૨) કારણથી પણ વ્યતિરિક્ત છે, (૩) બીજા ઘટથી પણ વ્યતિરિક્ત છે, (૪) આવિર્ભાવથી વ્યતિરિક્ત છે અને (૫) તિરોભાવથી પણ વ્યતિરિક્ત છે; એ રીતે દશવિધત્વ પ્રાપ્ત થાય છે. વ્યતિરેકનો અર્થ વ્યાવૃત્તાકાર છે.

આવિર્ભાવ તિરોભાવનો હેતુત્વે પ્રવેશ હોવાથી વ્યતિરેકમાં ત્રણ જ પ્રકાર થાય એમ શંકા ન થાય, તે માટે પ્રકાશકાર કહે છે કે આવિર્ભાવ તિરોભાવ સ્વરૂપતઃ જ વ્યાવર્તક હોવાથી વ્યતિરેક છે. તેથી વ્યતિરેક પણ આવિર્ભાવ તિરોભાવથી અતિરેક પામે છે જ; એટલે વ્યતિરેકના પાંચ પ્રકારમાં અનુપપત્તિ નથી.

આવિર્ભાવનું, ઇતરથી વ્યાવર્તક હોવાથી અને વ્યાવૃત્ત પણ હોવાથી પૃથક્ત્વના અપરપર્યાયે વ્યતિરેકત્વ ભલે હોય; પણ તિરોભાવ તો અભાવ-સ્વરૂપ હોવાથી તેનું વ્યતિરેકત્વ ન હોઇ શકે! એવી શંકા કરવી નહિ, કારણ કે ઘટપ્રતિયોગિક તિરોભાવમાં ઇતર વ્યાવર્તકત્વ સ્પષ્ટ હોવાથી વ્યતિરેકત્વ પણ સ્પષ્ટ જ છે. આવિર્ભાવથી જ વ્યાવર્તકત્વ સિદ્ધ થઈ જતાં તિરોભાવની

જરૂર નથી, એમ પણ શંકા થઈ શકે નહિ. આવિર્ભાવ પણ અવ્યાપ્યવૃત્તિ હોવાથી અન્યત્ર તેનો તિરોભાવ મળે છે. અહીં પણ ઘટ એ પટ નથી એમ સમાનાધિકરણ પ્રતીતિને માટે આવશ્યક છે. ઇતરનો તિરોભાવ એ જ ઘટનો આવિર્ભાવ છે, એમ પણ ન કહી શકાય; કારણ કે તેમ કહેતાં તિરોભાવમાં વ્યાપ્યવૃત્તિત્વે ઘટની અપ્રતીતિનો પ્રસંગ ઊભો થાય છે. અવ્યાપ્ય-વૃત્તિત્વ માનતાં તિરોભાવપ્રતિયોગિક તિરોભાવની કલ્પના આવશ્યક હોવાથી સમાન કલ્પના પ્રાપ્ત છે. ભાવપ્રતીતિથી આવિર્ભાવનો અભ્યુપગમ જ ઉચિત છે; તેથી આવિર્ભાવ અને તિરોભાવ પૈકી એકને જ માનવાથી નિર્વાહ થઇ શકે નહિ. આ પ્રકારે વિચાર કરતાં એમ ફલિત થાય છે કે એક જ ઘટમાં આવિર્ભાવ–તિરોભાવથી દશધા ભગવાન્ છે; કેમકે–આવિર્ભાવથી પાંચ પ્રકારે અન્વયની પ્રતીતિ થાય છે અને તિરોભાવથી ત્રિવિધ વ્યતિરેકની પ્રતીતિ થાય. તેમ જ બંનેનું વ્યતિરેકરૂપત્વ પણ છે જ; તેથી આવિર્ભાવ અને તિરો-ભાવથી દશ પ્રકારે ભગવાન્ છે–સદ્રૂપ છે–એવી પ્રતીતિ થાય છે. એ રીતે એક ઘટમાં દશ પ્રકાર સમજાવ્યા, તે જ પ્રકારે સર્વત્ર સમજી લેવું. એ રીતે અનન્તપુરુષ એવા ભગવાન્–દ્વિતીયપુરુષમાં–તૃતીયસ્કંધમાં જણાવ્યા મુજબ, પ્રથમપુરુષમાં ઉપર જણાવ્યા મુજબ તેના અંશોમાં પણ દશવિધ લીલા છે જ.

એ રીતે શ્લોકનો અર્થ સમજાવીને જે નિષ્કર્ષ પ્રાપ્ત થાય છે, તે પણ કહે છે. આથી જગતનું સ્વરૂપ ભગવાન્ છે; દેશપ્રતીતિ માયિક છે; કાલ-પ્રતીતિ લીલાથી થાય છે. એ રીતે દેશ, કાલ અને વસ્તુથી અપરિચ્છિન્ન ભગવાન્ જ છે. એમ ઉપરના ત્રણ શ્લોકથી ત્રણ પદાર્થો સમજાવ્યા. કાલની પ્રતીતિ લીલાથી થાય. ઉત્પત્ત્યાદિ સમ્બન્ધનો ઘટક જે આદિકાળ છે તેની પ્રતીતિ ક્રમિક આવિર્ભાવ લીલાથી થાય.

અહીં **સર્વ** ભગવાન્ જ છે એમ સિદ્ધાન્ત કર્યો. આઠમા અધ્યાયમાં કર્તૃવાદની પણ પ્રતીતિ કરાવી. ત્યારે ભગવાનને કર્તા માનવા કે **સર્વ** માનવા એમ વિરોધ થાય; તેનું સમાધાન કરતાં જણાવે છે કે–ત્રણે શ્લોકમાં કહેલું પ્રમેય જ છે. સર્વ ભગવાન્ છે, એ પ્રમેય છે, એમ અન્વયવ્યતિરેકથી વિચાર્યું; તેથી વિરોધ નથી. આ ઉપપત્તિ છે.

તેમ જ ઉત્પત્તિથી પણ સિદ્ધ થઇ જાય છે. આઠમા અધ્યાય ઉપરથી ઉત્પન્ન થયેલી શંકાનું આ અધ્યાયમાં આપેલા ઉત્તરથી સમાધાન થઇ જાય છે.

શંકાનું ઉપપાદન એ રીતે છે–**तस्माद्भारत सर्वात्मा भगवान्** ઇત્યાદિમાં જે સર્વાત્મકત્વ જણાવ્યું તે મુખ્યવૃત્તિથી છે કે ગૌણીવૃત્તિથી છે?

જો મુખ્યવૃત્તિથી હોય તો પોતાને વિષે સ્વપ્રસાદની અનુપપત્તિ થતાં, સ્વાભિન્ન-પોતાનાથી અભિન્ન-બ્રહ્મને વિષે પ્રસાદની સંગતિ કરવાની આપત્તિ થાય. ભેદ વિના ઉત્પત્તિ જ થઈ શકે નહિ. ઉત્પન્ન કમલ દેહથી ભિન્ન છે. જગત્ પદ્માધાયક છે, તેથી તેનાથી પણ તે ભિન્ન છે. એટલે દેહને વિષે સર્વાત્મકત્વ થાય જ નહિ. જો ગૌણીવૃત્તિ માનો તો ઔપચારિક સર્વત્વ મનોરાજ્ય જેવું થાય. એમ બંને પ્રકારે સર્વાત્મકત્વ અસંગત થતાં અને તેથી અતિરિક્ત આકાર પ્રસિદ્ધ ન હોવાથી સાકાર બ્રહ્મત્વે ઘટિત ન થતાં ભગવદ્દેહને પદ્મોત્પત્તિરૂપ પ્રયોજનનો અભાવ થાય. તેથી સર્વાત્મકત્વનો નિર્વાહ ન થતાં જીવતુલ્યતા પ્રાપ્ત થાય; માટે સર્વાત્મકત્વનો વિઘટક એવો દેહસમ્બન્ધ શા માટે હોય? એ રીતે શંકાનું સ્વરૂપ છે. આથી જ આ ચતુઃશ્લોકીથી તેનું સવિસ્તર સમાધાન કર્યું છે. તેમાં અન્વય અને વ્યતિરેકથી ભગવાનમાં સર્વાત્મકત્વ નિર્દોષપણે સિદ્ધ કર્યું છે. એટલા માટે **સર્વાત્મ**પદ મુખ્યવૃત્તિથી બોધક હોવાથી અને અન્યથાપ્રતીતિ માયિક હોવાથી હિતાકરણાદિ દોષ જીવની બુદ્ધિના ભ્રમથી કલ્પિત છે. પ્રભુમાં તે દોષ નથી જ. ઉત્પત્ત્યાદિનો ઘટક જે ભૂતકાલ, તેની પ્રતીતિ લીલાજન્ય હોવાથી, ઉપસ્થિતહાનિ, અન્યકૃત અભ્યાગમ અને અનવકાશથી જ ભગવત્ત્વની ઉપપત્તિ થતાં ઈશ્વરત્વની ય ઉપપત્તિ છે જ. જીવતુલ્યતાના પરિહાર માટે ઇચ્છાથી લીલાદેહનો સમ્બન્ધ છે; લૌકિકદેહનો સંબંધ નથી. તેથી સર્વત્વમાં કોઈ પણ પ્રકારનો દોષ નથી જ. એ રીતે વિરુદ્ધ-ધર્માશ્રયત્વ સિદ્ધ જ છે. ૬

એ રીતે શિક્ષા નિરૂપીને ગર્વના અભાવમાં આનું અનુસન્ધાન જ કારણ છે, એમ કહે છેઃ—

**एतन्मतं ममातिष्ठ परमेण समाधिना ।**
**भवान् कल्पविकल्पेषु न विमुह्यति कर्हिचित् ॥७॥**

**શબ્દાર્થઃ—મારા આ મતને પરમ સમાધિ વડે પ્રતિષ્ઠિત કરો, જેથી તમે કલ્પોમાં કે વિકલ્પોમાં કદી પણ મોહ ન પામી શકો.**

**શ્રી સુબોધિનીજી**—સર્વં ભગવાન્ છે. અન્યથાપ્રતીતિ માયાથી થાય છે. પ્રભુ સર્વત્ર સર્વ સર્વલીલા સહિત છે અને સર્વદોષથી રહિત છે, એવા મારા ભગવાન્‌ના-મતને-આ મારા શાસ્ત્રને સ્વીકારો. જેમ તે તે મતને અનુસરનારા તે તે મતમાં પ્રતિષ્ઠિત છે, તેમ તમે પણ આ મતમાં પ્રતિષ્ઠિત થાઓ. આથી

ઘણા કુતર્કો ઉત્પન્ન થશે, પણ તે સવ અનુભવથી જ દૂર કરવા, તેથી પરમ સમાધિ વડે આ મતને અનુસરો. સમાધિ એટલે ચિત્તની એકાગ્રતા, એટલે એકાગ્રચિત્તથી સૂક્ષ્મદૃષ્ટિથી આ મતને જાણવો. ઉપર ઉપરથી કે વિચારથી આ મત સમજી શકાય તેમ નથી. જાણી લીધા પછી આ મહાકલ્પમાં અને અવાન્તર કલ્પોમાં પણ સૃષ્ટિ અને પ્રલયથી મોહ થનાર નથી. એ રીતે જાણનારને માયા કદી મોહ લગાડતી નથી; કારણ કે આ મતને અને માયાને વિરોધ છે. માયા ત્યાં જ હોય, કે જ્યાં આ મત નથી.

**વિવેચન:**—પ્રભુ જ સર્વ કાંઇ છે. સર્વ પદાર્થોમાં પ્રભુ વિનાની જે પ્રતીતિ થાય છે, તે માયાથી જ થાય છે. માટે ઉપર જે ઉપદેશ આપ્યો તેમાં સમ્પૂર્ણ વિશ્વાસ રાખીને તેને અનુસરવું જોઇએ. આ ઉપદેશ ઘણો જ મહત્ત્વનો છે કે જેને માટે પ્રભુ શ્રીમુખે બ્રહ્માજી જેવાને પણ ભલામણ કરે છે કે તમારે સમાધિથી આ મતમાં પ્રતિષ્ઠા કરવી. ચિત્તને એકાગ્ર રાખીને આ સાત શ્લોકોમાં જે કહેવામાં આવ્યું છે, તેનું મનન હંમેશ નિયમસર કરવું જોઇએ. જે એમ કરે છે તેને કદાપિ મોહ થતો નથી. **બ્રહ્મવાદનું** ખરું રહસ્ય એ જ છે. જો આ સાત શ્લોકોમાં જણાવ્યા મુજબ રહસ્યજ્ઞાન થઇ જાય તો પછી સર્વાત્મભાવ દૂર નથી. અનુભવ એ વાતની સાક્ષી પૂરે છે કે આ તત્ત્વને જાણનાર વૈષ્ણવને અવશ્ય સર્વાત્મભાવનું દાન પ્રભુ કરે છે જ. વિશેષ કહેવાની જરૂર નથી. ટૂંકમાં આ જ સર્વાત્મભાવ છે.

શ્રીમદ્‌ભાગવતમાં જ્યાં જ્યાં સર્વાત્મભાવનું વર્ણન છે, ત્યાં એ જ પ્રકારે વર્ણન કરેલું છે; એટલું જ નહિ પણ શ્રીમદ્‌ભાગવત આ **ચતુઃશ્લોકી**નો જ વિસ્તાર છે એમ કહેવામાં જરાય અતિશયોક્તિ નથી. અલબત, આ વસ્તુ દરેકને સમજવામાં ઘણી કઠિન લાગશે. પ્રભુ જ શ્રીમુખે બ્રહ્મા જેવાને કહે છે કે આ મારું પરમગુહ્યજ્ઞાન છે. જે આવું ગુહ્ય અને રહસ્યમય હોય તે કઠિન પણ હોય જ, ન સમજાય, છતાં જિજ્ઞાસા હોય તો કોઇની પાસેથી અક્ષરેઅક્ષર સમજી લેવા પ્રયત્ન કરવો, અથવા દરરોજ એનું એ જ વાંચવું. પ્રભુ કોઇ દિવસ પણ કૃપા કરશે જ.

**શ્રીકૃષ્ણાર્પણમસ્તુ ॥**[1]

---

૧ ભાગવત-સ્કંધ ૨ જો, અધ્યાય ૯ મો, શ્લોક ૩૦-૩૬

